# પારસી કેળવણી

કર્તાઃ—

બહેરામ નૌશીરવાન વિમાદલાલ.

# તમારાં બચ્ચાંની કેળવણી

## શ્યાણાં માબાપોને એક અગત્યનો સંદેશો-

તમારા બચ્ચાંને સ્કુલોમાં ચાલતી ગુજરાતી ૪ **ચોપડીઓ**

શીખી રહેતાં આખાં **૪ વરસ** લાગે છે—

જ્યારે

જાણીતા "ગોળવાળા ક્લાસો" માં એજ **૪ ચોપડીઓ** માત્ર **૧**

કે **૧॥ વરસમાં** ખાસ દરેકપર છુટું ધ્યાન આપી

પુરી કરાવવામાં આવે છે.

એ મુજબ બચ્ચાંનાં લગભગ **૩ કીંમતી** વરસોનો બચાવ થાય છે.

સંખ્યાબંધ ભુલકાંઓ

(ખાસ કરીને જેઓ ઈંગ્રેજી સ્કુલોમાંજ પાછળથી જવાના હોય તેઓ)

આ લાભ મેળવી ગયાં છે અને હજી મેળવે છે.

એજ માફક ઈંગ્રેજી વરગોમાં પણ જે કામ સ્કુલોમાં એક વરસે

થાય તેજ કામ અહીં માત્ર છ માસમાં કરવામાં આવે છે.

તાકીદે પ્રીન્સીપાલને મળો—

## ગોળવાળા ક્લાસો,

બુંબાખાના સામે, કોટ, મુંબઈ.

શ્રી દાદાર અહુરમઝદની મદદ હોજો.

# "પારસી કેળવણી."

કર્તા:—

બહેરામ નૌશીરવાન વિમાદલાલ.

ઈ. સ. ૧૯૩૦.

——:(૦):——

કિંમત રૂ. ૧.

આ "પારસી કેળવણી" ફરામજી બેરામજી મોદીએ ધી મોદી પ્રીન્ટીંગ પ્રેસમાં ૨૩૭-૨૩૯, બજારગેટ સ્ત્રીટ, કોટ, મુંબઈ મધ્યે છાપી છે. અને મી૦ બહેરામ નૌશીરવાન વિમાદલાલે ધનમાય મેન્સન, તારદેવ રોડ, તારદેવ-મુંબઈ ઉપરથી પ્રગટ કર્યું છે.

# દીબાચો.

---

(આ દીબાચો **શેઠજી ખરશેદજી કાવસજી સંતોક**, બી. એ., એલ એલ. બી. એડવોકેટ હાઇ કોર્ટ, **એવણુ** સાહેબે મહેરબાનીની રાહે આપ્યો છે.)

મી० બહેરામ નોશીરવાન વિમાદલાલની, "પારસી–કેળવણી" પર લખાયલી નાનકડી ચોપડી, તપાસ અર્થે જોઈ જવા, મને ખાસ માન આપવામાં આવ્યું છે. પારસી કોમને લગતા, ખાસ કરી, મુંબઇના પારસીઓને લગતાં, કેટલાંક આજનાં બિકટ સવાલોપર એવણે જે ખાસ આપણું ધ્યાન ખેંચ્યું છે. તે સર્વ વિચારો સાથ હું પુરતો મલતો થાઉં છું.

પહેલાં તો, હાલની આપણી હાલત, આપણે હાથે દાખલ કરેલી ખરચાળુ જીંદગી, તેમજ રાહ રસમ અને રીવાજોને આભારી છે. આ ધારણ કીધેલી અતિ ખરચાળ જીંદગી, સાવ મુરખ, બેવકુફ અને યુરોપીઓન વર્ગની, ખાસ કરી, અંગ્રેજોની વાંદરીઆ નકલને વધુ આભારી છે. જે મજબુત કારણોને લીધે, એક જવાન પારસી ભાઇ, જીંદગીની હરીફાઇનાં ઉંબર પર ચઢતાં, બીજાં પરકોમી બંધુઓ સાથ સરખાવતા, સાવ, ગાભરો બની પાછળ પડી જાય છે. જરથોસ્તી ભાઇને દુકાનદારી, યા બીજાં કોઇ વેપારનું ક્ષેત્ર આપણે ફરમાવીશું; તો તુરત પુરતા પૈસા અને ફંડની કોતાહી આગળ કરશે. તેજ વેળા તે બાપડો બાઝે વખત ભુલી જાય છે; કે તેનો હરીફ ધંધાદારી, સાવ સાદું જીવન, ગાળવાને લીધે, આટલો સુખી છે. નાં એટલુંજ નહીં પણ, ઉપરથી પોતાનાં નાનકડાં બીઝનેસમાંથી, થોડાક પૈસાં બચાવવા પણ, તે ભાઇ કદી ભુલતો નથી. આ તેનાં સુખનો ખરો પાયો છે; જે, આપણો પારસી ભાઈ, પોતાની બાયડી તેમજ રંગીલી ફેમીલી કુટુંબ સાથ, લખલુટ લેબાશમાં, નાટક–સીનેમા, તેમજ બીજાં મોજ શોખ સાધણો પાછલ, નાહક ઉઘાડી આંખોએ ફેંકી દે છે. આ પોતાનાં સાવ મુર્ખપણાને લીધે, તેમજ ઘરનાં

બાયડાંઓની બેવકુફીથી મીથયા મોજ પાછલ ફેંકાયલો એજ પૈસો, તેને કાંઇ નવો ધંધો વેપાર ઉભો કરવા કામ લાગતે; યા, દૈવ જોગે ઉભો કરેલો; યા, પિતા તરફથી મલેલો ધંધો રોજગાર વધુ આગલ વધારવા, ખચ્ચીત મદદરૂપ થાત; તે બદલ તેને, સાવ બેવકુફાઇનાં કડવાં ફળો, પોતાનેજ હવે ચાખવા પડે છે. જ્યારે બીજાં, તેનીજ સપાટીપર જીંદગી કહાડતાં હીંન્દવાસી ભાઇઓ, પોતાની સાદી જીવન ગાળવાની, રાહ રસમ, ને, આદતને આધીન પોતોનો વેપારી માલ, થોડે પૈસે બોહળે નફે વેચવા, શક્તિવાન હોય છે; જેથી તેવાઓ બાઝે વેળા શ્રીમંત, યા, બે પૈસે સુખી થવા ભાગ્યશાળી બને છે. જરથોસ્તી કોમ, બહુજ શીખેલી ભણેલી, અને, આગલ વધેલી કોમ તરીકે મગરૂરી લે છે; પણ ઘણુંજ અજબ જેવું છે કે, પોતાની હાલની જીંદગીની હરીફાઇનાં મેદાનમાં કંહાં મોટાંમાં મોટી થોકડો છે; તે, સુધારવા તરફ તેઓ સાવ આંખવિચામણી કરે છે. આજ, તે કેવી કંગાળ સ્થિતિમાં ઉભો છે, કે, પોતાની જીંદગીનો સાદો સરવાળો બાદબાકી કરવાનું પણ ભાન નથી; જેથી દરેક વેપારી બઝારમાં તે આજ કાં અને કેમ પાછલ પડે છે; તેની પણ તેને ખબર રહેતી નથી. આજ, જીંદગીનાં સંચામાં કયાં તેલ રેડવાની જરૂર છે; જેથી પોતાનો વેપાર રોજગાર બરાબર દરીઆમ કરી શકે; તે કરવા બદલ, તે પોતાનો વેપાર ધંધો, સસ્તામાં ફુંકી મારી, યા, હદ ઉપરાંત મોટાં વ્યાજે પૈસા કહડાવી; છેલ્લે પોતાનું નાદારીમાં નામ નોંધાવવા પણ ચુકતો નથી. આપણો જરથોસ્તી જવાન્યો, સાથેસાથ ભુલતો જાય છે કે આમ પગલું લેવાથી, તે બેકારી–લશકરમાં, એકનો વધુ ઉમેરો કરે છે. હવે તે, ખુલ્લો સખાવત માટે, હાથ ઓળતો જણાય છે; અને સાથ પોતાની ફેમીલીને પણ વધુ અને વધુ, કાતીલ ગરીબાઇનાં રોહમાં ધસડાવવા દે છે.

આ, એક અતિ ધ્યાન પુગાડવા જોગ બાબદ છે કે, એક જરથોસ્તી, જેને ખોદાએ પુર સાદી, નેક બુધ્ધી અને સારૂં ભેજું આપ્યું હોય; છતાં તેનો સદ ઉપ્યોગ કરવા, તે જરાએ જાતિ કોશેષ કરતો નથી; તેમજ પોતાની ખરચાળુ જીંદગીની લગામ, હજીએ કાબુમાં રાખવા, તે બેદરકારજ રહે છે; પણ

ફુલટું એક રગેરગ આળશુ માનવી પેઠે, દરેક ભુલનો જુમ્મો, બાઝે વેળા પોતાની કોમપર ફેંકવા, તે જરા શરમાતો, યા ઓંચકાતો નથી. દાખલા તરીકે જે કામ તેનો હરીફ ધંધાદારી ઠીક બજાવાની શકે; તે કામ આપણાં પારસી ભાઇથી તો નજ બને; આમ સાફ મોંહપર કહી દેવા શરમાશે નહી.

પણ ખરી જાતિ ભુલ, અને મદદ તેને કહાં અને કેમ જોઇએ; તે પરજ તે બરાબર આંગળું મુકી, કમનસીબે દેખાડી શકતો નથી. દાખલા તરીકે, પોતાની અતિ ખરચાળુ જીંદગી, તેમજ જાતિ દીલમાં બેસી ગયલી હરામખોર આળસાઇ માટે તો, તે એક હરફ પણ બોલતો નથી. ધંધાદારી તેમજ વેપાર રોજગારની બાબદમાં, નાહકનાં, પોતાની નાની પુંજીમાંથી ઉભા કરેલા હીસાબી મહેતાજીઓનુ કાર્ય પણ પોતે જાતે માંથે ઉઠાવે, તો પોતાના સાદા નાનકડા વેપાર રોજગારમાં ઘણો સારો નફો કુદરતી, તે જોવા ભાગ્યવંત થાય.

જેમ બને તેમ, હવે જલદી નેક બુધ્ધીથી, મુંબઇની જરથોસ્તી કોમ, આ બાબદ પુર ગંભીરતાથી વિચાર કરશે, કે હાલ, તેઓ કેવા ખરાબીનાં ખડક સાથ અથડી, ખુદ મોતનાં ડાચાંમાં જઇ બેસે, તેવી કઢંગી સ્થિતિમાં આવી પડયા છે; તેટલુંજ પારસી કોમ માટે એક આશીરવાદભરેલું પગલું લેખાશે. કારણ હાલની બીજી બાજુ તપાસતાં તમને સ્પષ્ટ જણાશે કે દીન ઉગે, પારસી કોમ, જવાન વર્ગને, વધુ ખરચાળું જીવન ગાળવા તરફ આડકત્રી રીતે ઉત્તેજન આપી રહી છે. આથી આપણો જવાન પારસી વગ નાટક સીનેમાંનો મસ્ત શોખીન રહેવાથી, આળશુનો ગાંસડો બની, વધુ ગરીબાઇનાં રોહમાં તે વર્ગને ટણાવવા દે છે. કુદરતી, દીલમાં પેવશ થયલી જાતિ આળસાઇને લીધે, તે જાતિ હાથે, કોઇ પણ મજબુત ભારી કાર્ય, બોહે ચઢાવી કરવા સાફ ના પાડે છે. તેમજ જરા મુંબઇ બહાર હીંદુસ્તાનમાં કે ઇસ્ટ આફ્રીકા જેવા વિશાળ ધંધાદારી પ્રાંતમાં પગ મુકવા સાફ ઘસી ચોખ્ખી ના પાડે છે. વધુ તો વિચિત્ર આ છે કે તેનાંજ ઘરનાં બાયડાં માનસો પણ, આવી મોજ મજાહમાં પોતે મસ્ત રહેવાને લીધે અને તેની

કંગાલ આરથીક સ્થિતિમાં, તેનાં ધંધામાં આવતી ચાલુ ખોટનાં, પોતે જાતે પણ ભાગીદાર હોવાથી, તેવા જવાન વર્ગને, મુંબઈ બાહર સાફ ધસીને જવા ના પાડે છે. તેઓ બાઝે વેળા ઘણીજ મુર્ખ, ધુળ ધમાશા જેવી દલીલ વચ્ચે લાવી, તેનાં નસીબનું પાનું, અમલી ન્યાયાગાનો માફક દર્યા દોહવવા, કે જંગલો ખેડી અજમાવવી બદલ; સાવ નાહીંમત અને બાયલા બનાવી; હાથે કરી, તેવા જવાન વર્ગને ઘરમાંજ, મુંબઇ મધેજ આમ ગોંધી રાખવામાં, પોતાનું સ્વાર્થી સુખ જુવે છે. કહો પછી, પારસી કોમનાં જવાન વર્ગની સ્થિતિ, તે કેમ અને, કયારે સુધરે!

આપણે ગુજરાત પ્રાંતમાં આવી ઠરીઠામ થયાં, તે વેળા જે ચોક્કસ વખાણવાજોગ, બળવાન મરદાનગી ભર્યાં ગુણો, જેવાં કે, મજબુત કાર્ય કરવાની સહનશક્તિ, પ્રમાણીકપણું, તેમજ સચ્ચાઇ; જેવા ગુણો આપણી છાતીનાં ઉંડાણમાં પડેલા હતા; જે મરદાંનગી ગુણોથી, આપણો હાથ, તે વેળા સર્વોપરી હતો, તે સર્વ મરદાંનગીભર્યાં ગુણો આપણે હવે પાછળ, ને પાછળ છોડી મુકતાં જઇએ છીએ. ધંધા વેપારમાં જરા ભારી કાર્ય કરવાનું હોય; તો, પારસી ભાઇઓ, પોતાના હાથ હેઠળના ભાઇઓ પર છોડી મુકે છે. ઘરનાં બાયડાંઓ દરેક ઘર સંસારી કાર્ય, નોકરનફરો, ને આયા દાયાઓને સોંપી બેસે છે; જેથી બને છે એમ, કે, જીંદગીનાં ચારીત્રમાં જે ખરૂં માનસાઇ મરદાનગીનું તત્વ છે; તે આપણ હવે ખોહતાં જઇએ છીયે; જેની પાછલ બીજા એ નાદર ગુણો ઘસડાવવાથી, પારસી કોમ દહાડે દહાડે વધુ ને વધુ પડતી દશામાં ઘસડાતી જાય છે; જે જોવાનું મુદલ ભાન પણ, હવે રહેતું નથી.

ખુદા કરી, પારસી કોમનો વિચારવંત વર્ગ, જેમ બને તેમ જલદી. આળસાઈ પખોડી, જાતિબળથી ઝટ, આ આવતા કાતીલ વંટોલ્યામાંથી બચવા સાવધ બને; એટલું જલદી પોતાની કોમ માટે એક આશીરવાદ લેખાશે. ખચ્ચીત, હવે વખત આવી પુગો છે; જ્યારે આપણે જવાન વર્ગને સાફ કહી દેવું જોઇએ કે, ભાઇઓ હવે તમને, પૈસાની ખોટી મદદ, નજ

મલશે. તમારા જાતિ બળે ને, ભેજાંએ, તમારાંજ પગોપર ઉભું રહેવા મજબુત કોશેશ કરો. તેઓને વળી આપણે સમજાવવું ઘટે છે કે, બીજાંની આપેલી મદદથી, કુદરતી, જાતિ મરદાનગીનાં ગુણોનું બળ તુટી જાય છે; અને જેવું કસ અને જોર, જાતિ મરદાનગી બળથી, તેવા બીઝનેસમાં હોવું જોઇયે તેવું કદી ભરોસાપાત્ર બળ, તેવો વર્ગ, પોતાનાં ધંધામાં કદી, ખીલવી શકતો નથી. ઉલટું તેવો જવાન વર્ગ, મરદાનગી ખોહવાથી, જાતિ-ધુજરો બની, પોતાનો વેપાર ખોહી બેસવા જેવું કરે છે.

બીજી કેટલીક, કોમમાં, નાની બનતી ભુલો, જે બીજી વિચારવંત આંખોએ જોઈ પણ હશે; તે દેખાડેલી ભુલોનાં વિચારો તરફ હું પણ, ખચ્ચીત મલતો થાઉં છું. દાખલા તરીકે, પારસી કોમમાં દેખાદેખાથી ઉભા થયલી ઝુરાબંધ જાહેર મંડળીઓ; જે દરેક જરથોસ્તી, તેની એસો-શીએશન, ત્રણ વરસે, યા, પાંચ વરસે, "હમે પણ કાંઇ છીયેનાં નિયમે," ખોટા માનનાં તાબન મેળવવા, ડાબડામાંના ભુત માફક, આ કીર્તીનાં ભુખ્યા મેમ્બરો, ફક્ત, જાહેર પ્લેટફોરમ પર નામના પ્રકાશવા કાજે, ભાશણો કરવા અતિ આતુર હોય છે. આ, ખુલ્લી, પારસી કોમની આર્થીક નજરે, હું પૈસાની બરબાદી જોઉં છું. આ, જો, સર્વ એકત્ર વિચારે મજબુત પાયા પર ઓરગેનાઇઝડ થાય, તો, બહું સારૂં ફળ પોતાની પ્યારી કોમને આપવા, તેઓ ભાગ્યશાળી બને. એજ ટીકા કમનસીબે, આપણાં કેટલાંક સખાવતી ટ્રસ્ટ ખાતાંઓને પણ, બરાબર લાગું પડે છે. આપણાં કેટલાંક સખાવતી ટ્રસ્ટ ખાતાઓ, જો, બરાબર સર્વ એકત્ર થઇ કાર્ય કરે; અથવા એક સેન્ટ્રલ બોડી હેઠળ પોતાની પાકીઝ ફરજ બજાવે; અથવા એકબીજા સાથ મલી પુછાપરછી કામ લે; તો, હાલ જેમ હઝારો રૂપ્યા મદદને નામે નાહકનાં ફેંકી દેવામાં આવે છે; તેમ નહી બનતાં; તેમજ ચોકસ વર્ગ, જે બધેથી સાવ શરમ લાજ વિના હાથ ઓરતોજ જણાય છે; તેવા ઢોંગી વર્ગપર મજબુત ચોંપ મુકેલી લેખાશે; કારણ એમ છે કે દરેક, મદદ આપતું પારસી સખા-વતી ખાતું એમજ ધારે છે કે તે એકલુંજ તેને પૈસાની મદદ આપે છે;

આથી તેવા વર્ગને આડકત્રી રીતે ખુલ્લું બાહણું મલતું જોઇ, એક રીતે જરાએ શરમાયા, યા, ઓંચકાયા વિના, ખાસ જુઠુંજ બોલવાનો, ને, સાવ ઢોંગી વિગતો દરશાવવાનો, પરવાનો મલેલો જણાય છે કે, "સાહેબ, મને કોઇપણ ખાતાંમાંથી મદદ નથી મલીજી."

છેલ્લે, મી૦ બહેરામ નોશીરવાન વિમાદલાલને, એવણે આ ઉઠાવેલા કોમ ઉપયોગી કાર્ય માટે, હું અંતઃકરણથી મુબારકબાદી આપું છું; અને આશા રાખું છું કે, આ જવાન જેવા બીજા હઝારો હમદીન ભાઇ, પારસી કોમની ખરી સેવા કરવા, બાહીંમતથી બાહર પડશે.

પાલનજી હાઉસ, ન્યુ ચરનીરોડ, મુંબઈ.
૨૪-૭-૩૦



# બે બોલ.



મેરા મનમેં કુચ્છ નહી, જો કુચ્છ હય સો તેરા;
તેરા તુંજકું સોંપતે, કયા લગેગા મેરા.

(કબીર)

શુક્ર પાક દાદાર અહુરમઝદ સાહેબનાં, કે તે, માહા બાપીની કરીમો મહેરથી, મારા નાચીઝ જીગરની, પાકે નાચીઝ ઉમેદ ને અભિલાષા અદા કરવા, આજ હું ભાગ્યવંત થયો છું. "પારસી કેળવણી" ને લગતી ગંભીર બાબદનું ગંભીર વાજબી ગુણદોષ સાથનું ભુંગળું, મારી તડ ફડ કલમ મારફત, "પ્રજામિત્ર–પારસી" જેવા બળવાન ઓરગન મારફત ખાસ કોમી સેવા અર્થે, મારી વીના કહું તો મેં પહેલ કરી હતી; જે મેં પાછળથી, બળવાન નેશનેલીસ્ટ છાપો "સાંજ વર્તમાન" જેવા પત્રમાં "પારસી પારલામેન્ટ" નાં મથાળા હેઠળ ચાલુજ કોશેષ જારી રાખી હતી. ખુદાની કરીમો મહેરથી બીજાં જાણીતાં વગવાળાં દેનીક, અઠવાડીક, તેમજ માસીક પત્રોમાં પણ મેં એજ કેળવણી બરના વીષયની ઝુમબેશ આગળ વધારી હતી. "પારસી કેળવણી" ને લગતા વિચારોનું મનન કરવાજોગ સંગ્રહ એક કીતાબ માંડી જારી રાખવા, તેમજ વધુ સંગીન કેળવણીનો ફેલાવો જયાં જ્યાં પારસી ટોળો હોય ત્યાં ફેલાવા પામે તે કાજે, આ અદના હીંમત ઉઠાવી છે; તે માટે જગવિખ્યાત શાયરાન શાયર ફીરદોસી તુસી માફક, માહા પ્રતાપી બાપ, શ્રી દાદાર અહુરમઝદનો શરો ચશમથી, સર ઝુકાવી આભાર માનું છું.

મારા મુરબ્બી સરીકા જરનાલીસ્ટ ભાઇઓ, તેમજ હમદીન, દીલસોઝ ઉમરાવ જરથોસ્તી જીગર ધરાવનાર શેઠો, બુઝોરગ શેઠ મહેરજીભાઈ પાલનજી માદન, શેઠ એરચશાહ રૂ. હીરજીબહેદીન, મરહુમ શેઠ રૂસ્તમજી ન. વાચ્છા-

ગાંધી, શેઠ ફ્રરામરોઝ થાણેવાલા, ભાઇ પીજામ, વકીલ શેઠ રતનશાહ કે. દાદાચાંદજી, શેઠ કેકોબાદ બહેરામજી મરઝબાન, સોલીસીટર શેઠ જહાંગીરજી જ. વિમાદલાલ તેમજ ભાઇ પ્રભુદાસ લલ્લુભાઈ મોદીનો અત્રે બેગો ખરાં જીગરનો, તેઓ શ્રીઓએ આપેલી વાજબી જાતિ સલાહો, સુચનાઓ તેમજ વાજબી કટારોનો ઉપયોગ કરવા માટે, અત્રે જાહેરમાં, ખાસ સર ઝુકાવી શરો ચશમથી સર્વે મુરબ્બીતોલ ભાઇઓનો તેમજ સર્વ જાહેર ખબર આપનાર ભાઇઓનો પણ આભાર માનું છું.

કેટલીક બાબદો કેળવણી વિભાગમાં આવતી હોવાથી તેમજ પારસી કોમને તેવી બાબદનું બરાબર તોલ કરવાનું બને કરી, ખાસ આમેજ મેં કરી છે.

"જાતને જાતકી બુધ્ધી, ઇતિનાં કર બતાય;
વાકાં બુરા ન માન્યે, બાત કહાંસે લાય."

ધનમાય મેનશન.
તારદેવ, મુંબઇ.

લી૦ **બહેરામ નોશીરવાન વિમાદલાલ.**

—— :(0): ——

# અર્પણ.

હું, મારા માનવંત મુરબ્બી પ્રીન્સીપલ,

**મરહુમ શેઠ જાલભાઈ દોરાબજી ભરડા,** બી. એ.,

ને

આ મારી "પારસી કેળવણી" કીતાબ, પુર માન સહીત, તેવણુની કેળવણી-શીક્ષણ બુધ્ધીનાં, એક અદનાં અકંગ વખાણનાર શીષ્ય તરીકે, વાજબી સર નમાવી; આ, નિંણાયલી ચશમો સાથ, હમે હમ યાદ, ખરી મનશનીથી કરી, તે માહાન રૂહનાં ચરણે ધરૂં છું.

એ માહા પ્રતાપી બાપ, મારા જેવા, **ખાકે-નાચીઝ**, હઝારો હઝાર શિષ્યોનો, નેક ગેતી અવાજ, મારા બહેશત બહેર, માનવંત પ્રીન્સીપલ સાહેબના નેક અશો રવાનને પોહચાંડજે.

એ મીનોઈ રવાન, દુન્યાની પેલે મેરથી, તમારાં નેક મીનોઈ આશીષો, હાલની **ધી ભરડા ન્યુ હાઈ સ્કુલ** પર ઉતારજે, જેથી હઝારો હઝાર વરસો લગી, તમારી (હાલની) **ધી ભરડા ન્યુ હાઈ સ્કુલ** સુન માસાલ, ઉંચ કીર્તી સહીત ઝળકવા ભાગ્યવંત થાય. આ ખરા દીલની, મારા હૃદયની બંદગી, તમો કબુલ કરજો.

દુવાગો,

તમારો ખાકે-નાચીઝ શિષ્ય,

**બહેરામ નોશીરવાન વિમાદલાલ.**



The Late **Mr. Jalbhoy Dorabji Bharda,** B. A.

(Principal, THE NEW HIGH SCHOOL, Fort, Bombay.)

# પારસી કેળવણી.

## ઉંચ કેળવણી.

હીન્દી પ્રજાને જોઇતા કેળવણીનાં સાધણોથી જાગૃત કરી કેળવણીને ઉંચ પંકિત પર બીજા દેશો સાથ મુકવી હોય તો જરા પણ આંચકો વગર જણાવીશું કે તે કામ કદી પણ ઉદાર જીગરે પૈસો કહાડી આપવા સીવાય અશકય છે; એ સૌને રોશન છે ! આપણી ઉધરતી ઔલાદને ઉંચ કેળવણીનો લાહવો આપવો જોઇએ, અને ગરીબ વર્ગ માટે ધનાઢય વર્ગે, તેઓને મુફત કેળવણી આપવા માટે સરકાર સાથ સાહય થવાની અત્યંત જરૂર છે. કેળવણીનું કાર્ય બહોળા પાયાપર સુધારાવધારા માટે, એક 'Central Board' સ્થાપવી જોઇએ. આનું કાર્ય વચલા વર્ગની નિશાળો 'Middle Schools' તેમજ 'Intermidiate College' કેળવણીની બાબદ પર ખાસ ધ્યાન રોકે, અને સાથે ઘટતો ફેરફાર પણ સુચવી શકે. આવી એક બોર્ડની આપણને અતિશય જરૂર છે. હાલનાં જાહેર કેળવણી ખાતાં (Public Instruction) નું બંધારણ બરાબર નથીજ, જે ઘટતી દેખરેખ તેમજ જોઇતો ફેરફાર કરી શકે. ઘણે ભાગે આજની ઇંગ્રેજી મોટી શાળાઓ (English High Schools) તદન 'પબ્લીક ઇનશટ્રકશનનાં ગ્નાનનાં કાયદાની બહાર કાર્ય કરે છે. જો કે, યુનીવર્સીટીનો એઓનાં બંધારણમાં મોટો અવાજ રહેલો છે, છતાં દેખરેખ તેમજ જોઇતી ચાંપતી નજરની કોતાહીને લીધે આ બધું ચાલ્યા કરે છે. બોર્ડનું કાર્ય કેવું હોવું જોઇએ તે આપણે જરા તપાસ્યે. પહેલે તો બોર્ડ બે ભાગમાં વહેંચાવી જોઇએ. આગલા ભાગમાં કેળવણી બાબદના કાયદા કાનુનો તેમજ, તે બાબદોપર

સલાહ આપતો હોવો જોઇએ. જ્યારે પાછલા વિભાગમાં દેખરેખ રાખનાર તેમજ સલાહ આપનારનો બનવો જોઇએ. બોર્ડના કાર્યની હદ જરા બારીકીથી ગૌર કરીએ. પહેલે તો બોર્ડે દરેક કેળવણીના વિભાગને લગતો સામન્ય ખરડો ઘડી કાઢવો જોઇએ. બીજું તે વિભાગને લગતો ખરડો બરાબર છે કે નહી, તે ઘટતા સલાહકારક સાથ નિકાલ આણવો જોઇએ. દેખરેખ રાખનારા કેળવણીની ઉંચ પદવીના ઓધ્ધેદારો તેઓના બરનાં ચુંટાવવા જોઇએ. એજ મીસાલ ઉંચ પદવીના કેળવણીના સદગ્રહસ્થોને, તેમજ 'સ્ટાફ'નો પગાર, તેઓ માટે લેવી જોઇતી કાળજી અને 'ગ્રાંટ' તેમજ બીજા કેળવણીને લગતાં કાયદાકાનુનોમાં ઘટતો ફેરફાર કરવા ઘટતી કમીટી નેમાવવી જોઇએ. સરકારી કેળવણી ખાતાંઓ, તેમજ ખાનગી શાળાઓનો વહિવટ બોર્ડના વહીવટદારો સાથે મળીને થવો જોઇએ; જેથી કેળવણીનાં પાયાને વધુ ને વધુ જોમ મળે. બોર્ડનું બંધારણ હવે તપાસ્યે. બોર્ડ કમીટી એવી હોવી જોઇએ કે જેમાં ઘણું કરી કેળવણીનાં કીડા સમાન ગણાતા હિમાયતી હોવા જોઇએ. જેઓ પોતે જાતે એ બાબદમાં તન, મન અને ધન રેડવા હંમેશ તત્પર હોય, ખરૂંની !

(૧) 'Public Instruction' નો વડો સત્તાધીકારી (Ex. Officio).

(૨) પાંચ સરકારના પ્રતીનીધી.

(૩) સાત ગ્રહસ્થો વિદ્યાલયએ નેમેલા.

(૪) કાયદાકાનુનની કમીટીથી ચુંટાયલા બે પ્રતીનીધીથી, બીન–સરકારી સભાસદો (Non–Official) પણ સમાવવા જોઇએ.

(૫) બે પ્રીન્સીપલો અથવા ઇન્ટર કોલેજના પ્રોફેસરો જેઓને પ્રીન્સીપલો તેમજ કેળવણીનાં સ્ટાફ તરફથી ચુંટાયલાં હોય, ખાસ કરી એમાંનો એક પ્રીન્સીપલ અથવા પ્રોફેસર નોન–ગવરનમેન્ટ કોલેજનો હોવો જોઇએ.

(૬) બે હેડ માસ્તરો જેઓને 'સેકન્ડરી સ્કુલ' ના પ્રીન્સીપલોએ ચુંટયાં હોય, જેમાંનો એક તો, નોન–ગવર્નમેન્ટ સ્કુલનો હોવો જોઇએ.

(૭) એક લેડી શીક્ષક પણ આ બંધારણમાં સમાવી જોઇએ. જેણીને આખા ઇલાકાની બધી 'વડી શીક્ષકોની કમીટી' એ ચુંટી કાઢી હોય. બોર્ડે પોતાનો પ્રમુખ આ બંધારણમાંથી એકને જાતે ચુંટી કાઢવો. આપણી યુનીવર્સીટીનું બંધારણ તેની કેળવણી બાબદની ઉમદા નેમો, તેમજ કોલેજો સાથનાં વહેવારમાં ફેરફારની અત્યંત જરૂર છે. હીન્દમાં યુનીવર્સીટીનું ઉમદા કાર્ય તો ગ્રેડયુએટસો પાછળ ખંતથી કામ લઇ, ઉંચ જ્ઞાન આપવાની ફરજ સમાઇ છે. યુનીવર્સીટીએ ઘણુાજ બહોળા પાયાપર રકમ રકમની કેળવણીની બાબદોમાં ખાસ કરી 'આર્ટસ તેમજ સાયન્સીસ' નાં ખેતરોમાં, શોધખોળનાં મયદાનો, હીન્દનાં સપુતો માટે, સઘળા વર્ગ માટે, ખુલ્લા મુકવાજ જોઇએ. આ બધું પાર પાડવા માટે હુશીયાર, કાબેલ, તેમજ જ્ઞાની શિક્ષકોની પહેલી જરૂર છે; નહી તો તેવા પુરૂષો વગર બધી ભાતભાતની રૂઢીઓ તેમજ રકમ-રકમની સુચનાઓ નકામી થઇ પડે છે; એ ખાસ યાદ રાખવાજોગ છે. એ માટે ખાસ 'Bechelor of Teaching' ની ડીગ્રી આપવાનું યોગ્ય લેખું છું. એ માટે ખાસ એક વિભાગ ઉભો કરવો ઘટે છે; જેથી ભવિષ્યના શહેરીઓ પણ તેવાજ જ્ઞાની, કાબેલ તેમજ ચાલાક બહાર પડે. કેળવણીની મુળ મતલબ ભાઇબંધીનો વધારો કરવાની છે; નહી કે જરા કોલેજમાં ભુસી મારીયું કે, શું એક મહાન ફીલસુફ બની ગયાં હોય તેમ, ઘરમાં તેમજ બહાર બેઅદબથી વર્તવું, અથવા પરલોકમાં પોતાની કોમને હીણું લગાડવું. આજકાલ 'ભણ્યા પણ ગણ્યા નહી.' જેવો હીસાબ છે, તેવું બનવું નહી જોઇએ. ત્હમારી કેળવણીથી બીજાને આબાદ ને સુખી બનાવો; દેશને વેપારી દુન્યામાં આગળ પાડો; નહી કે બાપ—બપાવાનાં ધનનાં ઢગલાપર નાચ કુદ કરી, આ દુન્યામાં આવ્યા એ પણ સરખા. ને નહી જન્મે, તે પણ સરખા જેવો હીસાબ રાખી, સાઇકલનાં ટાયરમાં 'પમ્પ' (Pump) યાને પવન ભરે તે મીસાલ ત્હમારા ખાલી ખોખાંમાં જ્ઞાનનો પવન લઇ, જ્યાં ગમે ત્યાં, મોહડાં વાટેથી બહાર પાછો કહાડી નાંખો; એ કાંઇ ઉંચ કેળવણી લીધેલી નહી કહેવાય. કેળવણીની ઉમદા નેમ યાને મતલબ કાંઈ ચોક્કસ કોલેજ કેળ-

વણી લીધામાં કદી પાર પડતી નથી. પણ એ કેળવણીમાં સંસારી, દુન્યાદારી બાબદો, રાજદ્વારી સવાલો તેમજ નાણા સંબંધી બારીક સવાલોનાં જોડાણથી જે એક જ્ઞાની યાને શીખેલા ભણેલા પુરૂષપર અસર કરશે તે અસરથી દેશ આબાદીમાં આગળ ને આગળ વધશે. આવી ધરખમ ઉંચ કેળવણી તરફ હીન્દનાં બેટાઓ પોતાના તેમજ દેશનાં ભલા ખાતર જલદી સમજી જઇ તે ઉપર મનન કરે તો હંમેશ માટે આપણે સુલેહ સંપજનું બી રોપેલું કહેવાશે, એમ કોણ ના પાડશે ? ઇશ્વિર, હીન્દના બંધુઓને સારી, ધરખમ અને ઉપયોગી ઉંચ કેળવણી લેવા તરફ સમજશકિત યાને બુદ્ધિ આપે, એવી નમ્ર પ્રાર્થના સાથ આ લેખનો આપણે છેડો લાવીશું.



# કેળવણી વિષે થોડાક વિચારો.

## ૧-પ્રાથમીક કેળવણી.

હાલ અપાતી કેળવણી દરેક માનવીનાં ભેજાંને રૂચે તેવી નહીં હોવાથી હવે તેમાં જરૂરી ઘટતો ફેરફાર કરવાની જરૂર તરફ દુન્યાનાં અથંગ બાહોશ દરેક કેળવણીખાતાનાં સત્તાધારીઓનું ધ્યાન ખેંચાયલું આપણને રોશન છે. એક બાબદ તો ખુબ ધ્યાનમાં લેવી જોઇયે, કે ગમે એવી ભપકાભરેલી ડીગરીવાળી કેળવણી, દમામદાર દેખાવની ઇમારતો, તેમજ તેમાં મુકાયલી કામજોગી મોંઘી કીંમતનાં સાધનો તેમજ ઓજારો, કોઇ પણ પ્રકારે, કાંઇ ઉંચ જ્ઞાન ભેજાંમાં ઉતારી શકતાં નથી. જ્યાં લગી મુળ કેળવણીનાં પાયામાં ધરખમ રકમ-રકમનું છુટથી દુન્યાઈ કેળવણીનું અમૃત, ખાસ કરી ટેકનીકલ જ્ઞાનનું દરેક શીખનારનાં ભેજાં અનુસાર જ્ઞાનનું પાણી, તેઓનાં બરનાં ભેજાં-માં નહીં રેડે; ત્યાં લગી, દેખાદેખીની ફક્ત નામની ઉંચી ચઢતી કોલેજ કેળવણીમાં, તેમજ સેકન્ડરી કેળવણીમાં નહીં જેવો ફેરફાર કરવો, એ એક ખખડી ગયલાં ઘરને બહારના ખોટા દેખાવ અર્થે રંગ આપવા બરાબર છે. શરૂઆતમાં જ્ઞાનનાં મુળને સડો હોય તો, પછી કેમે કરી, તે માનવીને, તેની કેળવણી દુન્યાઇ રોશનીમાં સ્વતંત્રપણે પોતાની રોટલી પેદા કરતાં શીખવે?

એક સ્વતંત્ર ચાલાક જ્ઞાની શીક્ષક, દુન્યાઇ જ્ઞાનનાં જુદા જુદા, વીધ-વીધ સારા નરસા રસ્તાઓ તરફ દોરવનાર જ્ઞાની દુન્યાઇ ભોમીયો છે, એ કદી આપણે ભુલવું નહીંજ જોઇએ. જ્યાં લગી શીક્ષક વર્ગ ને મા-બાપ વર્ગ તદન એકસંપથી, કામ આટોપે નહીં, ત્યાં લગી કદીબી દુન્યાઇ સ્વતંત્ર જ્ઞાન સંબંધી અમુક અમુલ રૂઢીને ફાયદાકારક બનાવવામાં ફતેહ નહીં મલે. ખરૂં કેની? એક બાળક સારાં અથવા માઠાં લક્ષણો જન્મથી પોતા સાથ લેતો આવે છે. તેનામાં બચપણથી પ્રેમ, માયા, મોહબત તેમજ અદેખાઇ અંતશનાં

વીધ વીધ પ્રકારનાં ઉલ્ટા સુલ્ટી મનોવીકારનો પ્રવાહ તેનાં નાજુક ભેજાંમાં દોડતાં હોવાથી, અને તે વખતે સારા નરસા ગુણોની પારખની કોતાહીને લીધે તે નાદાન કુમળું બચ્ચું તદન પોતાના ખાલી મનનાં વીચીત્ર ફાંટાનો ગોલામ બની રહે છે, એ આપણે કદી ભુલવું નહીં જોઇયે. એક બાળક કાંઇ તદન ગુણદોષમાં ચાદર મીસાલ સફેદ તો હોતો નથીજ. ત્યારે આવી વખતે એક અચ્છા દુન્યા ખાધેલ ચંચલ બાહોશ જ્ઞાની શીક્ષકની પહેલે તેને જરૂર છે, જે તેને યોગ્ય કેળવણીના ખરા રસ્તાઓપર દોરવી શકે. કુદરત ગમે એવું ઉંચ શીક્ષણ કરતાં બળવાન છે એ ખાસ સર્વેએ ધ્યાન રાખવું ઘટે છે. એક બાળક કુદરતી શું શું ગુણો ધરાવે છે, કેવાં ભુંડાં લક્ષણોનો તે ગુલામ બન્યો છે, તેને કેવી કેળવણીની જરૂરીઆત છે, તેની ભવીશયની વલાણ કઇ દીશા તરફ ધળે છે, એ સર્વે બહુજ બારીકીથી અવલોકન કરવાનું આજનાં આગલ વધેલા સાયન્સના જમાનામાં અત્યંત જરૂરનું જણાવવાની જ્ઞાનનાં ખેતરોમાં શોધ થયલી જણાયલી છે.

હવે આ તો સીધ્ધ થઇ ગયું છે કે દરેક બાળકને એકસરખી કેળવણી આપી તેઓ પાસથી સારા શહેરીઓ તરીકેની આશાઓ બાંધવી, ચીચોરા-ભાંથી તેલ કાઢવા બરાબર છે. હવે તો દીવાની જોત જેવું ચોખ્ખું જણાઇ ગયું છે, તેમજ દુન્યાનાં દરેકે દરેક, વીદ્વાન સાક્ષરોની પણ, આ બાબદપર, આંખ આગલથી હંમેશગી માટેનો કાળો પડદો ઉંચકાયલો છે કે હવે પછી, એ બાવા આદમથી ઉતરી આવેલું શાક્ષણને હંમેશ માટે દુન્યામાંથી બાહાર કહાડી, દરેક બાળકને તેનાં કોમલ ભેજાંને રૂચે તેવીજ કેળવણી આપવી કે, પાંચ દહાડે, તે પોતાની કોમને, તેમજ પોતાનાં કુટુંબને માથે નાહકનો નહીં પડે. ખરેખર, આનુંજ નામ તે કેળવણી. શીક્ષકો કેળવણીનાં મુળ પાયાને વીસરતાં જાય છે. કેળવણીની મુળ નેમ, દરેક શીષ્યનાં ભેજાંમાંથી હરેક પ્રકારનાં સારા ઉમદા વખાણવા જોગ મંદ પડી ગયલા જુસ્સાઓ, પોતાની બનતી કોશેશો સ્હીત, પુર બાહરમાં બાહર લાવવા તેમજ ખીલવવાની ગોયા શીક્ષ-કોની ફરજ છે. જે ફરજ તરફ કમનશીબે શીક્ષકવર્ગ બેપરવા થતો

જોવામાં આવે છે. ખચીત, આવી ઉમદા બાબદની કયાં તેઓને દરકાર છે! ભલે, શીખે યા નહીં, તેના ગજવામાં મહીને ચોક્કસ રકમ પડી, એટલે જરા જરામાં ગરીબ બાપડો નકામો ઉશકેરાઇ જઇ, લાલ પીલો થઈ બેસે છે; પણ કેમ બાળકો સાથે કામ આટોપવું, તે વીશે કદી પણ પોતાની સાધારણ બુદ્ધિનો ઉપયોગ કરતો નથી, એ એક બહુ વીચીત્ર અજાયબી અને નહીં માફ થઇ શકે તેવી બીના છે.

કેળવણીનાં પીનલકોડમાં બીજી જે જે કડવી વાજબી ફરીયાદ ઉઠી છે તે મનની કેળવણી સાથ તન બદનની કેળવણી તરફ જે ઘટતું લક્ષ સાથે-સાથ આપવું ઘટે છે, તે ફરજ આજે તદન ભુલી જવામાં આવી છે, એ ખચ્ચીત કમનસીબ બીના હું લેખું છું. શરીર ખીલવવાનું દાદાર અહુરમઝદનો પહેલો ધર્મ પાઠ સમજી નાનપણમાં બાળકોની શારીરીક શક્તી ઉપર પહેલું ધ્યાન સાથેસાથ આપવું ઘટે છે, કારણ કે જેટલું શરીર માટે નાનપણમાંજ બરાબર પુરતું ધ્યાન દોડાવ્યું હોય, અને તે મુજબ આપ્યું હોય, તેટલું પાછળથી દુન્યા કામના હઝારો બોજાનો ભારને લીધે બરાબર લક્ષ કદી અપાતું નથી; એ એક આજના વખતમાં દલગીરીભરેલી બીના પુરવાર થઈ છે. શરીર ચોક્કસ ઉમરે પુરબાહરમાં ખીલવા માંડે છે, તે વખતે તમે જો દરકાર નહીં કીધી હોય; તો જન્મ લગી ચોક્કસ હદે ખીલેલું રહી શરીરને બેદોલ, યા નબળું રાખી મુકે છે. એ શરીર શાસ્ત્ર પરથી વાંચનાર જોઇ શકશે. બીજું એ ધ્યાન રાખવું ઘટે છે કે ગમે એવો મહેનતુ, હુશીયાર, ચંચલ મગજનો જ્ઞાની પુરૂષ કમનસીબે દીલે સાધારણ શરીર રચનાં કર્મથી નબળો હોવાથી દુન્યામાં જેટલો ફાવવો જોઇએ; જેટલો જાણીતો થવો જાઇએ તેવો થઇ શકતો નથી; પણ વળી ઘણીવાર એવું પણ આપણે જોયું છે કે શરીર નબળાઇને લીધે મોટા ઓધા ભોગવવા જેટલો કમનશીબ રહે છે, તેટલો કોઇ વાર રોજીંદી રોટલી પણ મેળવવાના વાંધામાં પડી જાય છે. તેથી યોગ્ય છે કે નાના બાળકોની શરીર પરીક્ષા દરેક સ્કુલના વડાઓએ ખાસ કરાવી, યોગ્ય સલાહ તેઓને આપવી ઘટે છે; આ માટે જે ફંડની બેદરકારી દેખાડવામાં

આવે છે, અને બચ્ચાંઓનાં શરીર તરફ ખુલ્લી બેદરકારી દેખાડવામાં આવે છે, તે માટે ખાસ વીદયાર્થીની શરીર રચના તપાસવા કાયદો પસાર કરવો ઘટે છે.

કેટલીક ખાનગી નીશાળોમાં આ રૂઢી આમેજ કર્યા પછી જે રીપોર્ટ બાહર પડયો હતો, તે ઉપરથી જ્ઞાની માતપીતા વર્ગે એ બાબદની પહેલે જરૂર જોઇ છે. નાનપણમાં અપાતી ખોટી ધાકધમકી, બાળકોની કુદરતી હુશીયારી અને ચંચલાઇને સુસ્ત બનાવી નાખે છે; તેમજ બીજી રીતે ફોકટનો નહીં કડવાસનો કડવાસ પોતાનાં વડવાઓ માટે, તેઓ યાને શીક્ષકો પેદા કરે છે. માતપીતાઓએ, તેમજ શીક્ષકોએ જો કે, તેઓના ભલા માટે મજબુ-તાઇથી કામ લેવું જોઇયે, છતાં પણ સાથે સાથે, તેમાં જોઇતાં વખાણનાં પડઘા, ખાસ ઉલટ આપવા કાજે, આમેજ કરવા, ગોયા તેઓની ફરજ છે. કદીપણ ચીરડાઉ સ્વભાવ નહીં રાખતાં, ધીરજથી યાને માયા પ્રેમથી સદા હસતું મોંહ રાખી તેઓ સાથ કામ આટોપવું જોઇયે; કે જે, તેઓ બન્નેના ફાયદા માટે છે. જોઇતી જગાએજ, યોગ્ય જણાય ત્યારે, આપવી જોઇતી ચેતવણી, જરૂર જણાય ત્યાં આપવી ઘટે છે, એ નીયમથી કે તેના મગજ-માંથી ખોટાં બચ્ચાંસહી નાદાન ખ્યાલો જડમુળથી નીકળી જવા પામે; તેમજ તેનામાં કુદરતે બક્ષેલાં સારા વખાણવા લાયક ઉમદા ગુણોની વાજબી રીતે વખાણ કરી, તેવા ગુણો પુર બાહરમાં ખીલવવા દરેક જ્ઞાની સમજુ શીક્ષકનો ધર્મ, હું સમજું છું. આમ જો શીક્ષક વર્ગ ચાલે, ત્યારેજ ખરો લાયક જ્ઞાની, કેળવણીનો સાચો રાહબર ગણાય, જે પોતાના કાર્યમાં આસા-નીથી જશ, શીષ્યોને હાથે મેલવવા પામે, ખરૂંની?

——:(૦):——

## ૨–માધ્યમીક કેળવણી—Secondary Education.

કેળવણી ઘણુંાંજ બહોળા પાયાપર ધરખમ કાયદાકાનુનો સાથ સ્વતંત્ર ધોરણપર રચાવવી જોઇએ, જેથી દરેકે દરેક પોતાની કુદરતી વલાણ આપમેળે

પણ જાતી અભ્યાસથી ખીલવી શકે. કેળવણી એવી પણ હોવીજ જોઇએ, કે નાહકનાં બીજા પરદેશો મીસાલ નહી ચાલતાં પોતાના દેશમાં જોઈતી હરેક પ્રકારની જીંદગીની જરૂરીયાત પણ તે પોતાની કેળવણી, જાતી હુશીયારી, ચાલાકીથી પુરી પાડી શકે! તેમજ પોતાના દેશને બીજા દુન્યાનાં દેશો સાથ વેપારવણજની હરીફાઇમાં આસાનીથી ઉતારી શકે. આ કેળવણીનું ખેતર (Secondary Education) બીજી કેળવણીના ખેતરોથી તદ્દન જુદી રૂપનું હોવું જોઇએ; જેથી કરી એક માનવી જીંદગીમાં તેમજ મહા-વીદયાલય (University) કેળવણીમાં કાંઈ સંગીન કાર્ય કરવા ભાગ્યશાળી થઇ શકે. મહાવીદ્યાલય (University) કેળવણીને ઉંચ બનાવવા માટે આજની આપણી "હાઇ સ્કુલ" માં અપાતી કેળવણીનાં ધોરણમાં ધરખમ ફેરફાર કરવો ઘટે છે. નીશાળોમાં અપાતી ઉચ, મોંઘી, ભપકાભરેલી કેળવણી દરેક શીષ્યનાં ભેજાંને અનુકુળ કાંસીકુંસીને બનાવવામાં આવે છે, જેથી જોઇતો યુનીવરસીટી કેળવણીનો સ્ટેન્ડરડ અસાધારણ નીચો ઉતારી પાડવામાં આવ્યો છે, જેથી ચંચળ તેમજ આળસુ શીખનાર વર્ગ તેવી કેળવણીને પુગી વળી શકે. હવે આ દરેક બાબદોને પુગી વળવા તેમજ કેળવણીનું એ ખેતર ફળરૂપ બનાવવા ખાતર હાલ આપણને 'Intermediate College' ની અત્યંત જરૂર છે, જે માટે કેળવણીના સત્તાધારીઓ સાથ આજના જમાનાને અનુસાર નવા પાયાપર ઉંચ નેમથી નવું બંધારણ રચવું ઘટે છે. એવી એક કોલેજ માટે ઉદાર દીલથી પૈસો કહાડી આપવો ઘટે છે.

એજ મીસાલ નીશાળોમાં શીક્ષકોને નજીવા પગારમાં, તેમજ જોઇતી કેળવણી સામગ્રીઓ માટે, કેળવણીને લગતાં ઓજારો માટે ધરખમ પૈસો દરેક કેળવણીનાં સાચા રાહબરોએ કહાડી આપવો ઘટે છે જેથી દેશનો કેળવણીનો પ્રબળ ઝરો વિદેશોમાં પણ જવા પામે. કમનસીબે હાલ ઘણાંજ બાહોશ શીક્ષકોને પોતાની વરસોની કાર્યનીતી પર પાણી ફેરવી પોતાનાં ઘર ખરચને વધુ પુગી શકવા, તેમજ હાલની કાતીલ મોંઘવારીના ડંખને જેર કરવા; શેર બજારોમં બેન્કોમાં તેમજ બીજા વેપારી ખાતાંઓમાં જતા

જોવામાં આવે છે. આથી વરસોની જાણીતી નીશાળોને આપણે હાલ ઘણીજ ઉતરતી પંકતી પર ઉતરી ગયલી જોઇએ છીએ.

માધ્યમીક શાળા કેળવણીમાં ઇંગ્રેજી બાબદ સીવાય બીજી સર્વ બાબદો ગુજરાતી ભાષાથી શીખાડવી ઘટે છે, જેથી કરી એક ઠોઠ પણ પોતાના શીક્ષકનું બોલવું બરાબર પોતાનાં મંદ ભેજામાં ઠસાવી શકે, ખરૂં કેની? ઘણીકવાર આમ બને છે કે, શીક્ષક પોતાનાં સ્ટેન્ડરડથી વીચાર આણી ભપકામાં ઇંગ્રેજીમાં ઉતાવળથી ચોક્કસ બાબદ સમજાવી જાય છે; પ્રમાણીકપણે તે શીક્ષક આમજ સમજતો ફરે છે કે હું સમજાવવામાં ફત્તેહ પામ્યો છું. અધુરામાં પુરૂં વળી તે ફક્ત સવાલ ફેંકે છે કે, "કોઇને કાંઇ પણ સમજ નહી પડી હોય તો આંગળી ઉંચી ધરે." ગરીબ બીહકણ નીશાળ્યાઓ, એક-બીજાનાં કોહાં ભોપી શાંત રહે છે, કે રખે બીજાઓમાં તે હલકો ને તેઓ કરતાં ઉતરતો જ્ઞાનમાં ઉતરે, તે બ્હીકથી ફક્ત ડોકાં ધુણાવી બેસી રહે છે. જાણે, શીક્ષકે તેઓને સમજાવ્યું તે બધું સમજી ગયા હોય. પણ ભારત બેટાઓનાં કમનસીબે જીંદગી લગીનું નીચા જ્ઞાનમાં પડી રહેવાનું મુળ આજ છે. શીક્ષક જો ખરો દાનાવ અને બુધ્ધીશાળી હોય તો તે બાબદમાંથી એક સાધારણ સવાલ કલાસમાં મુકે ત્યાર પછીજ શીક્ષકને તુરત જણાશે કે તે પોતાની ધારણામાં કેટલે અંશે ખરો હતો! ઘણીએક વાર આમ પણ માલમ પડયું છે કે તે સવાલ આખા કલાસને પુછતાં કોઇ પણ ઉત્તર આપી શકયું નથી. શીક્ષક વર્ગે, જ્યારે જવાબમાં ગંભીર, ન ચલાવી શકાય તેવા ગંભીર ભુલભરેલા જવાબોપર કહે કે, "હા, અમે સમજ્યા છીએ," અથવા ખાલી ઢોંગી બ્હીકનાં માર્યા ગભરાયલા ચ્હેરે ડોકાં ધુણાવવા પર ભરોસો મુકી, આગળ જ્ઞાનનું ગાડું કેટલીકવાર જાણીજોઇને પણ ગબડાવે છે; એ બીના તરફ હવે એક મીનીટ પણ ચલાવી લેવું નજ જોઇએ. શીક્ષક વર્ગે ખાલી ભપકાભરેલા બોલોથી ચેલાઓમાં પોતાનાં જ્ઞાનનાં બાંકાં નહી ફુકતાં, ચેલાઓનાં સ્ટેન્ડરડ પ્રમાણેજ ભાષા વાપરી, પોતે તેઓની આંખે જોઇ કામ કરવામાંજ ખરો કેળવણીનો ધર્મ સમાયલો છે. નીશાળોને સારા કેળવણીના પાયાપર મુકવા

માટે ત્યાંના ખરાં દીલથી કાર્ય બજાવતાં ચંચળ શીક્ષકોને ઉદાર મનથી, નહી તો ઇન્સાફી ધોરણે ઉંચ પગાર આપવો ઘટે છે; જે કેળવણીનાં સત્તાધારીઓનો ધર્મ છે. ઘણીએકવાર કેળવણીનાં સત્તાધારીઓ તેમજ ખાનગી નીશાળોના હેડ માસ્તરો તેમજ પ્રીન્સીપલ સાહેબો જો કે પ્રમાણીકપણે માને છે કે, "હા, તેઓ પાસથી સારૂ કામ લેવા, સારા ઇન્સાફી ધોરણપર પગાર આપવોજ જોઇએ, છતાં એ નીશાળનું ફંડ થોડું છે," આમ જાહેર કરી તેઓ ખાતાંની મુશ્કેલીનો છેડો લાવે છે. એ કોણથી આજ અંજાણ્યું છે! આમ કરવું શું ઇન્સાફી કહેવાશે? તેઓ સર્વ સાથ મળી એ બાબદનો એકસંપથી નીવેડો લાવવો ઘટે છે. એજ ખરો કેળવણીનો ધર્મ કહેવાય. આજકાલ દરેક ચીજનાં ભાવો બેહદ વધી ગયા છે, એમ આપણને એક ચાલાક ચેકુસ પણ કહી આપશે, ત્યારે શું રાંક, ગરીબ, જીગરથી તનમન પટકતા શીક્ષક વર્ગને પગારની સારી ઉંચ પદવી પર નહીં આણવા જોઇએ?

હાલનાં વખત અનુસાર ગ્રેજ્યુએટ ભાઇઓને સોના દરમાયાથી શરૂ કરી ત્રણસો પચાસ, યા વધુ પગડીએ તેઓની જાતી અકકલ હુશીયારી પ્રમાણે મુકવા ઘટે છે. ત્યારેજ કેળવણીની કીંમત લેખાય. તેમજ અન્ડર-ગ્રેડયુએટસને હેસીંથી શરૂ કરી બસો પચાસ યા વધુ જાતી અકકલ હુશીયારી ને બાહોશી પ્રમાણે મુકવા ઘટે છે. એજ ગ્રેડ, બાનુ ગ્રેડયુએટસ માટે ઇન્સાફી ધોરણે રાખવી ઘટે છે. વળી શીક્ષકોના રકમ રકમના, ઉત્તમ, ઉમદા વખાણવાલાયક ગુણો માટે વરસે સારૂં બોનસ અથવા વીસ ત્રીસનો સારો વધારો કરી આપવો ઘટે છે. એજ મીસાલ બીજી કેળવણીની બાબદોનાં શીક્ષકોનો પગાર લલચાવનારો તેમજ ઇન્સાફી ધોરણે હોવો જોઇએ. ત્યારે ખરી કેળવણીની કદર કીધેલી કહેવાય. ખરૂંની! તેઓ ગરીબ બાપડાઓ પૈસાની મારામારમાં વરસોની ચાકરી સરસ્વતીને ચરણે ધર્યા પછી વધુ રોજી માટે બીજા ઉતરતાં વેપારી ખેતરોમાં ઉતરી નહી પડે, તે તરફ કેળવણીનાં સત્તાધારીઓએ પહેલું લક્ષ આપવું ઘટે છે. આવા બાહોશ, જાતીહુશીયાર, જ્ઞાની શીક્ષકો, પોતાનું દુન્યાઇ જ્ઞાનનું પાણી પોતાના શીષ્યોને પાવાથી, હીંદના ચારે ખુણામાંથી

ઉંચ પ્રકારના ઉમદા ગ્નાની ફળો સાથના ઝાડો ઉગી નીકળેલા જોઈ. પોતાને ખચ્ચીત ભાગ્યશાળી સમજે છે. આવો મગરૂર થવા જોગ બેટાઓને હાથે મીઠા-શરૂપી અમૃત ગ્નાનનો પમરાટરૂપી પ્રવાહી, દુન્યાનાં બીજા દેશોના બેટાઓને પણ પીવાડવા ભારત નસીબવાન ને ભાગ્યશાળી બને એવી આપણે દુવા ગુજારીશું.

## ૩–પારસી કોમ ટેકનીકલ કેળવણી તરફ ક્યારે નજર દોડાવશે? ભેજાંમાં ભુસું ધરાવનાર બેટાઓનાં માતપીતાને અર્પણ.

માહરે આ જગે હાલ ગ્નાનનાં ખેતરમાં બી રોપવું છે, તેના મુળમાં જો ગ્નાની શિક્ષક વર્ગ તરફથી, સ્વતંત્ર વિચારનું અમૃત ગ્નાન પાવામાં આવે તો ઘણી આળસુ પડત પડેલી જમીનો, થોડીઘણી, પોતાની જાતિ સ્વતંત્ર લાઇનમાં ફળદ્રુપ થઇ શકે. હું, હાલ તદન ઠોઠ તેમજ ભેજાંમાં કાંઇ ગ્નાની વસ્તુ તદન પચી નહી શકે, તેવી કમશકિત ધરાવનાર શીખનાર વર્ગ માટે એક યોજના ખાસ ઘડવા વિનંતી સાથ માતપીતા વર્ગને અપીલ કરૂં છું; જે જો વખતસર ઘટતું કરવામાં આવશે તો પોતાનાં બેટાઓ માટે પોતાની જીંદગીની સાંજમાં બળાપો કરવાનો રહેશે નહિ, તેમજ ગરીબ ઘેરે પૈસાની તેમજ વખતની નાહકની બરબાદીમાંથી, ખચ્ચીત બચવા પામશો. મોરી (sink) નાં નળમાં જે મીસાલ કચરો ભરાઇ રહે છે ને લાકડી ખોસ્તાં ખોસ્તાં થોડો જઇને આપસી મેળે તદન અટકી પડે છે ત્યારે તેને જડમુલથી કહાડવા આપણને જેમ ખાસ બાહરથી આવી ખોલાવવી પડે છે; તેજ મીસાલ, ભેજાંમાં ભુંસું ધરાવનાર આપણાં ઠોઠ આળસુ બેટાઓ માટે પણ આમજ બસ સમજી લેવું. તે બિચારો શિક્ષકની મહેરબાનીથી, યા શિક્ષક સાથ માતપીતાની ઓળખાણપારખાણથી, કલાસમાં ઠોઠ છતાં, આગલ ને આગલ, આખરે સાતમાં ધોરણમાં આવી મોરીના કચરા માફક તદન ગ્નાનનાં નળમાં અટકી પડે છે; ત્યારે તેનો માર્ગ સમુલગ મા રહેલ કરવા, કચડાયલાં જીગરે, અને નસીબને નમી જઇ બીજા કેટલાંક

વરસો ગયાં કેડે ઉઠાડી લેવાની ગોયા ગંભીર ફરજ માતપીતાને થઈ પડે છે; છતાં વળી કોઇ જીવપર જોરાવરી કરી, નસીબને ઉલટાવી નાખવા મારી કુટી આગલ ને આગલ બચ્ચાં ફસડે તેમ જ્ઞાનનાં ખેતરમાં પોતાનાં ઠોઠ બેટાઓને ફસડાવી, જ્ઞાની બનાવવાને અભખરો પુરો પાડવાનો છોડતાં નથી; જેનો અંજામ આખરે પણ, ચોપડીઓ પછળ વધુ પૈસાનાં ધુંગાડા પછી, તેવોજ બળાપામાં આપણે જોઇએ છીએ. એ વાત સર્વને રોશન તો હશેજ, ખરૂંની! ત્યારે જો એક શીખનાર જાતી યા કુદરતી આળસુ ઠોઠ નીશાળ્યો ઇંગ્રેજી ચોઠા ધોરણ પછી બે વરસ લગી એક કલાસમાં નાપાસ થઇ આગલ વધતો હોય, તો ફોકટનો તેનો ભવ બગાડવા કરતાં, તુરત ત્યાંથી ઉઠાડી લઇ, તેનાં મનનાં મનોવીકાર મુજબ; વેપારી, ટેકનીકલ, ઇલેક્ટ્રીકલ, યા સાયનટીફીક જ્ઞાનનાં રકમ રકમનાં ખેતરોમાં મુકવા, તમારા બેટાના ભવિષ્ય ભલા માટે, ખાસ હું તમારા હૃદયને તેમજ મનને અપીલ કરૂં છું, જેનું ફળ, આપ પોતે જાને ચાખવા ભાગ્યશાળી બનશો, એમાં તો જરા શક નથી. હાલમાં મેંઢાં બકરાંનાં ટોળાં મીસાલ સાત ધોરણ લગી, યા તેથી થોડું વધુ આગલ શીખી, સાધારણ મોટે ભાગે, પચાસથી સવાસો લગી કલારક તરીકે રોજીએ જ્યાં ગમે ત્યાં જીંદગી લગી રહી, પેટનો ખાડો પુરી, સંસારના વ્હાણને નસીબ કીસમતના પવન પર મુકી, જીંદગીનો દર્યો તરી જવાથી, કોમનો કદીએ દીન, આમ કરવાથી ફરનાર નથીજ. કોમમાં થોડાક પુરૂષોએ ચોકક્સ જાતની લાઈનમાં નામ કાઢયાથી, કોમની સ્થીતી હંમેશ માટેની ઉંચી પગથીએ રહી શકતી નથી, એ ખુબ લક્ષમાં લેવું ઘટે છે. આપણા બેટાઓ ભવિષ્યમાં નાહકનાં નજીવા નાના ટુકા પગારની નોકરી માટે ટવલતાં ફરે નહિ; યા, બેઠા બેકાર માંથે પડી રહે નહિ, પણ જાતી હુશીયારી સાથ પોતાના મનપસંદ સ્વતંત્ર ધંધામાં ગોલામી નોકરી કરતાં સારા ચઢયાતા પગારે, સ્વતંત્રપણાં સાથ કમાતા થાય, એમ કીયો કોમનો બેટો જોવા ખુશી નથી? આ જગે નિશાળનાં પ્રીનસીપલોને એક નરમ સુચના કરવી છે કે તદન ઠોઠ આળસુ નિશાળ્યાઓને, તેઓનાં તેમજ ભવિષ્ય ઓલાદનાં ભલા

# WHY NOT TRY

FOR

## UP--TO--DATE CATERING

AND

## TIDY DECORATIONS

FOR

## ALL OCCASIONS




# K. N. Rabadi.

**19, Ropa Lane, Chandan Wadi,**

**BOMBAY, 2.** **Tel. No. 20268.**

કાજે, તેઓનાં માતપીતા, યા વાલીઓપર પત્ર લખી ખાનગીમાં બોલાવી, તેવા ઠોઠ શીખનારાઓને, તેઓનાં ભેજાં અનુકુળ લાઇનમાં નાંખવા અરજ કરવી ઘટે છે, જેથી એવા કુદરતી, યા જાતી આળસુ શીખ્યો, બીજા વધુ હુશીયાર શીખનારા સાથીઓને પોતાની સાથ ફેરવી, નઠારી સંગતમાં આણી, તેઓનો પણ ભવ બગાડે નહી. આમાંજ તેઓ બન્નેનું ભવિષ્ય ઉઘડતું જોતું છું. માતપીતાઓએ એવે વખતે નાહક ઉશ્કેરાઈ જઇ, પોતાનાં કુમળાં નાદાન બચ્ચાંઓને મીલમાં, યા કારખાનામાં લોઢા ઘસવા ધકેલી દઈ, ભવિષ્ય તેઓનું નહિ બગાડતાં, તેનાં ભેજાં અનુકુળ ઇલેકટ્રીકલ, ટેકનીકલ, કમર્શીયલ, યા બીજી કોઇ સ્વતંત્ર લાઇનમાં મુકવા ઘટે છે. ભલે, એ ત્રણ વરસ લગી વગર પગારે શીખે, પણ તેનું ભવિષ્ય સાધારણ નજીવો પગાર કમાતાં કરતાં વધુ ઝળકતું ને પ્રકાશીત જોવા ભાગ્યશાળી તો થાય! ના, એટલુંજ નહી પણ, દૈવયોગે, તે પોતાની જાતી બુધ્ધિ બળથી, ને નસીબદેવી પ્રસન્ન થવાથી, તે ઇન્સાન, સામાન્ય વર્ગનું, શોધખોળથી ભલું કરવાને શક્તિમાન થાય છે એ આપણે ભુલવું નજ જોઇએ. ભારતભુમી સીવાય, દુન્યાના આગળ વધેલા દેશોમાં આપણ ઉપર મુજબની દરેક બેટાને તેનાં ભેજા અનુકુળ કેળવણી આપવા અજબ રીતે, તેવા શીક્ષકોની **શોધ ખોળ પાછળ પૈસા** વેરવામાં આવે છે. કમનસીબે, ભારત દેશમાં માતપીતાઓની નહી માફ થાય તેવી આળસાઇને લીધે, તેમજ બેટાઓ તરફની ગંભીર ફરજ ભુલી જવાથી, બાવા આદમની ગોખણ કેળવણીની રૂઢીને હજી વળગી રહેલાં જોઇએ છીએ. ભલે બેટો શીખ્યો કે નહી શીખ્યો, ભલે ચપળ છતાં જુગારી નીકળે, તેની જરા દરકાર નહી કરતાં, "આપણને શું! નાખશું કોઇ મીલમાં યા કારખાનામાં લોઢા ઘસવા; આપણે શું કર્યે, નહી શીખતો તો એનાં જીવને ભારી," આમ બોલી, તેવી કોઇ ઓળખાણવાળા ભાઈની મીલમાં, ભારે કાલાવાલા સાથ, પોતાનાં નાદાન બેટાને લોઢા ઘસવા, યા, કોલસા મારવા, યા ઘણાં ટુંક પગારમાં કોઈ ઓફીસમાં નોકરીએ રખાવી, પોતાની ગંભીર જીંદગીની ફરજ પુરી થયેલી સમજી, જીંદગીભર નચીંત બેસે છે. ત્યારે સ્કુલની ચોપડીઓ તેમજ માસ્તરોનાં પગારો પાછળ હઝારો રૂપ્યાનાં ધુમાડા સાથ માથે ઉઠાવેલી કેટલા વરસોની ઝેહમતની કીંમત શું?

મહીને દહાડે કેલીમલી રૂપ્યા ત્રીસ, યા ઓળખાણનો ગોદો લગાવ્યો હોય તો પચાસ; આ કેળવણીનું કેવું ચોકાવનારૂં ગભીર ને કડવું ફળ! હજી પણ ભારત ભુમીનાં માતપીતાઓ પોતાની ગંભીર ફરજ પોતાનાં બેટાઓ માટે સવખતે ચેતી જઇ, મારા નાચીઝ વિચાર મુજબ જો ચાલે, તો બચ્ચીત અતીશય મીઠું ફળ ચાખવા, ભારતભુમી નશીબવાન બને. મારી સાથ, જો દાદમાં વાગોલ્યા વગર કહી દેઉ તો, ભારત દેશનું છુટાપણાનું બી પણ આજ છે; પણ તેવા બી રોપનારાં, ભારત માતાનાં ધનાઢ્ય લક્ષાપતી, માલેતુજાર કંજુસ બેટાઓ કુંભકરણ ઉંઘમાંથી, પોતાની ફરજ દેશસેવા માટે બજાવવા કયારે બીદાર થનાર છે? લંબાણથી નહી લખતાં, ચંચળ વાંચનાર મા–બાપ વર્ગ, મારાં લખવાનો ભાવાર્થ સમજી ગયાં હશે, ખરૂંની! ભારતભુમીનાં ધનાઢ્ય પુરૂષો આગળ રહી બહાર પડી, પોતાના દેશની દાઝ હૈડે ધરી મોઢેથી ખાલી બોલી, આમ કરવું જોઇએના ફડાકા નહીં મારતાં, ભારતભુમીની સેવામાં બીજા દુન્યાનાં સુધરેલા ને જ્ઞાનનાં દરેક ખેતરમાં આગલ વધેલા ચંચલ જ્ઞાની દેશો માફક, જો સ્વતંત્ર ધંધા વેપારની પહેડીઓ, તેમજ ટેકનીકલ, ઇલેકટ્રીક, ને કમરશીયલ વિદ્યાલયો. ભારતભુમીનાં ખુણેખુણામાં ઉભા કરે તો, બચ્ચીત હાલની આપણી ગોલામી સાંકળ આપમેલે તુટવા સાથ, ભારતભુમી પણ દુન્યાની બીજી આગલ વધેલી સ્વતંત્ર ભુમીઓ સાથ, આશાનીથી જગા લઇ શકે. મને પુર આશા છે, કે મારી સુચના કેટલાંક ધનવાન માલેતુજાર શેઠયાઓ દરેક કોમનાં ગરીબ તેમજ મધ્યમ વર્ગનાં બેટાઓ માટે, ન્યાતજાતના તફાવત વગર, આવી વિદ્યાલય માટેનું કાર્ય ઉપાડી લઇ, ભારત દેશની વાજબી સેવા બજાવી, પોતાનું નામ, ભારતભુમીપર આશકાર અમર કરી જશે. વીદ્વાન પ્રીન્સીપલો, તેમજ ચાલાક શિક્ષકવર્ગ મારી સુચનાપર વધુ અજવાળુ ફેંકી, આ બાબદને ભારત બાગ્દ બનાવશે, તો મારી મુળ મતલબ સફળ થયલી સમજીશ. "યથે જમ્યાત, યથા આફ્રીનામે, યાને, જેવી ભલી લાગણી સાથ ઇચ્છયું છે; તેવુંજ સફળ થાવો. આમીન.

# પારસી થીઓસોફીથી ખુદા બચાવે.

——:(૦):——

હાલમાં જરથોસ્તી જેવી ભણેલી શીખેલી "પા-રસી" સમાન લેખાતી કોમમાં થીઓસોફી સામે—ખાસ કરી પારસી થીઓસોફી સામે, ઈરાનયન તુરાનયન જંગ બરપા થયું છે. આ જંગે થીઓસોફીમાં જામે જેવા હથોરાડોક્ષ પેપરે જે કકડધસ "લીડરેટ" લખી થીઓસોફી—ફ્રાબયાને નામે કેવા કેવા અજરથોસ્તી રીતરીવાજો જરથોસ્તી કોમમાં દાખલ થઈ, કોમના કાંધા સમાન લેખાતા જવાનોનું જીંદગીભર નખોદ વાળી નાંખ્યું છે, તેમ હજી પણ તેવુંજ હંબગ ચાલુ છે. તે "લીડરેટ" ખચીત થીઓસોફીકલ હોલમાં સોનાની ફ્રેમમાં જડાવી મુકવી ઘટે છે, જેથી બીજા નાદાનોનો જીંદગીભર ખુરદો થતો બચવા પામે. ભવિષ્યમાં આ અજરથોસ્તી રીવાજો દાખલ કરનાર લેખાતા જરથોસ્તીઓને મજબુત હાથે દાબીજ દેવા કોમે બાહર પડવું ઘટે છે. એ સાહેબોનો વિચાર ધરમ-ધરમ વચ્ચે ખોટાં મીનાકેસો, ખાસ ઉભાં કરી, પોતાની ધારેલી ચીજો ફરજ્યાત દાખલ કરવાની છે.

આ સાહેબોની જરા રહેણીકરણી તેમજ વિચીત્ર ક્રીયાક્રમોમાં, આજે જરા ડોકયું ખોસ્યે. મડામ બ્લેવેટસ્કી. ડો૰ બેસન્ટ, લેડબીટર જેવા નામાંકીત નરનારીઓનાં પુસ્તકો ઉપરટપકેથી, વાંચી સમજી આપણા નાંદાન બેટાઓ પણ મહાન લેખાતી ક્રીયાઓ શીખ્યા છે. ગુફેનશીન થવું, દુન્યાદારીથી તદન નીરાળા રહી બસ બે ત્રણ સાબુત કલાકો લગી પલાંઠીવારી એકચીતે સમાધીમાં બેસવું, આ બધી ક્રીયામાં અજરથોસ્તીપણું નહી કહેવાય? એકજ જરથોસ્તી તરીકે પાક પવિત્ર કસ્તી કરી, પાક ખોરદેહ અવસ્તા હાથમાં લઈ પાક આતશ, યા ખુરશીદ સામે ભણવા બદલ, (ચોકતાનાં!) એક નાની સાદરીપર પલાંઠો મારી, પોતાની આસપાસ ફુલો, અગરબત્તી, તેમજ ફાંકડી ફ્રેમમાં બેસાડેલા શ્રી ગોતમ બુધ, શ્રી કીશણા, શ્રી રામ-સીતા, લોરડ ક્રાઇસ્ટ તેમજ બીજા હરેક હીંદુ બાહઓના દેવ-દેવીઓની ફાંકડી છબીઓ સાથ. ડો૰ એની બેઝંટ, લેડબીટર બ્લેવેટસ્કીનાં ફોટાઓ, જાતજાતનાં અંગ્રેજી, ગુજરાતી, મરાઠી ભગવદગીતા, બાઇબલમાંના ફકરાઓનાં

કટીંગો સર્વ સામે, એક નાની ઘંટી સાથ ભજનો કરી, આ સાહેબો આંખ મીંચી પોતાનો આત્મા પાક પવીત્ર બનાવવા, આ ગુફેનશીન જેવા રસતાઓ પકડે છે!! આ સાહેબો, સમાજ જીવનમાંથી ખાસ અલગા રહેવાનું બહુએ પસંદ કરે છે!! ખુલ્લું કહીએ તો આવા કહેવાતા જરથોસ્તીઓને બસ જોગીઓ, સાંઇઓ, રૂસીઓ થવાનું અને તે મીસાલ કરવાનું અતીશય ચૈતન લાગુ છે, જે રસ્તાઓ તેઓ ખાનગીમાં પુરા પાડે છે. સમજો, એક થીઓ-સોફી ભાઇ આમજ હું જો ભુલતો નહી હોવુ તો શેઠ બનાજીના પાકઆતશ-બેહેરામમાં જઇ એક ખુણે પડી, આમજ સમાધીમાં બેસી રહેતો. બીચારા ત્યાંના પંથકી આવું ઘેલછા ચાલુ જોવાથી પોતાની જરથોસ્તી લાગણી અતીશય દુખાવાથી તે ભાઇને બળ વાપડી, ત્યાંથી આમ કરતો બંધ કીધો. બીજા એક થીઓસોફી ભાઇ આમજ સમાધી ચહડાવી બેકબેનાં ચરચગેટ સામે રેતીમાં આંખ મીંચી બેઠા, જ્યારે આંખ અરધે કલાકે કે કલાકે ખુલી ત્યારે જોય છે તો કોઇ ખરો આત્મીક બળ ધરાવનારો ઇન્સાન તે જરથોસ્તી ભાઇના બુટ મોજાં સાફ કરી ગયો હતો!! (ખુદા માલુમ તે પણ સ્પીરીટમાં આવ્યો હશે કે શું!) ને બીચારો તે ભાઇ ઉઘાડે પગે પછી ઘરે આવ્યો. કેટલાક અફલાતુન હુશીયાર ચાલાક શીખેલા જરથોસ્તી બીરાદરો આએજ થીઓસોફીના બુરા કાતીલ રોગથી સાવ નોકરી-ચાકરીથી, ધંધા-ધાપાથી, સ્કુલ કોલેજની ઉંચ કેળવણીથી આમ સાવ રખડી ગયલા છે, જે માટે ખુદા બચાવે! જેઓ ઉપર આવું ઘેલછા વાદળ ચઢી આવ્યું હોય, તેઓજ બાપડા આ બધું બારીકીમાં સમજી શકે. દરેકે દરેક સાદી સમજ ધરાવનારો ઇન્સાન પુર યકીનથી દરેક ધર્મના પેગામબરોને, દેવ-દેવીઓને અને તેઓના પવીત્ર કલામોને રીતરીવાજોને માટે માન ધરાવે છે, પણ જરથોસ્તી કોમ સીવાય કોઇ પણ શીખેલી ભણેલી કોમ દેખાડો જે આમજ

પોતાના ધરમને બાજુએ મુકી, પરકોમનાં દેવ-દેવીઓની પુંજાપાત્રી કરતાં હોય? અધુરો ઘડો છલકાય ઘણો; તેમ આ થોડાંક મુઠીભર ડોળઘાલું સમજુનાં ભાઇ પેશુઓ (પશુઓ) પોતાના અલ્પ ખુદાઈ જ્ઞાન માટે અતીશય હેંકાર, અભીમાની રાખે છે, કોઈ પણ ધરમની વાતમાં "બસ, તમે નહીં સમજો," રોકડું પરખાવવા, આ સાહેબો, બહુજ બહાદુર છે. પોતાને તેઓ બહુએ પાક પવિત્ર માણસ ધારે છે!! 'અગલી—હેલ' જેવા હાથે કરી પાછળ બાબરી રાખી ઘેલાં ગાંડાં હાથે કરી કાંય ફરતા હશે, તે તો એઓનાં માયજી ડો૦ એક્ષેન્ટનેજ માલમ હશે, ખરૂંની! સાદી નજરે, ને સાદી સમજે, આપણે સરવ ખુદાઈ જ્ઞાન, ફક્ત "જ્ઞાન" ખાતર 'સ્ટડી' કરવાની, સારી વાત છે; પણ હસવા સરીખા ફતવાઓને ભાષણોથી મગજે બે-મગજ કરવાની વાત આપણી કોમ માટે બહુજ ગંભીર બાબદ છે. પારસી કોમની એક કમનસીબી એજ કે, આ લેખાતું આત્મીક જ્ઞાન બહુજ ખાનગીમાં આપવાને લીધે, જરથોસ્તી ધરમ સામે શું ચેડાં કાઢવામાં આવે છે તે જરથોસ્તી કોમ બરાબર જાણી શકતી નથી. કોઈ પણ 'જ્ઞાન' ખાનગીમાં હોવું જોઇએ નહીજ. આ સરવ જરથોસ્તી સાહેબોમાં જાતી હીંમત હોય, ખરૂં ખુદાઇ આતમીક બળનું **જ્ઞાન** જો શીખાડવુંજ હોય, જગ ભલા માટે; તો જાહેરમાં આવી સુર્યનાં કીરણો માફક તેવા આતમીક બળનાં વીચારોનો ખુલ્લો ફેલાવો કરવો જોઇએ છે. જ્યાં ગોળપાપરી જેવો હીસાબ હોય ત્યાં ખુદાઇ જ્ઞાન જાહેરમાં કેમ દેખાડે ભલા? જાહેર હીંમતથી આ કહેવાતાં ગુપત મંડળોના ગુપત ખુદાઇ ક્રીયાકામો, જે જરથોસ્તી ધરમથી તદન ઉલટાંજ કારયો કરે છે તેવી સર્વ ક્રીયાઓની સ્વતંત્ર તપાસ, જરથોરતી કોમે ઉપાડી લેવી ઘટે છે.—આ એક જરથોસ્તી ધારમીક ફરજ હું લેખું છું. હાલની તક જવા દેવી નહીં જોઇએ. કોમના કાંઠાં સમાન લેખાતો ચોકસ નાદાન હાલનો વર્ગ, શરીરે ને મગજે આ રોગથી પીલાતો જાય છે. તેના બાતેનમાં શું છુપો ભેદ છે? આ જવાન વર્ગને બચાવી લેવાનું કામ દસ્તુર દાવરોનું છે. ભાઇ જહાંગીરજી વીમાદલાલ બહુ મોડા બહાર પડયા છે. છતાં, હવે આપણું ચાહવું છે કે,

આ દીલસોઝ કોમનો વીર બેટો આ બાબદમાં પાછી પાની કરી ચુપ બેસશે નહીંજ. આ ભાઈ વખત અનુસાર જ્યારે પોતે નીકળી ગયા તે ટાંકણેજ "થીઓસોફી હંબગ ફોબયા" ઉઘાડું પાડયું હતે તો આમ, આવો એક મદરાસી પોરયો, જરથોસ્તી ધરમ જેવી, બુલંદ પાક ધરમ સામે ફાટું તુટું બોલવાની હીંમત કરતે નહીં. હજી પણ મોડું નહીં કરતાં જેમ હીંદુ ભાઇઓ બાપુજીનો દરેક બોલ માનસહીત ઉંચકી લે છે, તેમ ભાઈ જહાંગીર વીમા દલાલ જરથોસ્તી કોમના જવાન વર્ગમાં અતીશય વાજબી માનથી જાણીતા છે, માટે આ હીમતવાન હમદીન નરની ફરજ છે કે જેમ જરથોસ્તી ધરમ ઉપર રકમ-રકમની બા હીંમતથી વાયજો આપે છે, તેમ યોગ્ય જરથોસ્તી જ્ઞાનનો વાજબી હથોડો આવા નાદાન **અ-જરથોસ્તી ભાઈઓનાં** કાનપર મારવા હીંમતથી બાહર પડી, આવીજ મંડળીઓનાં ભોપાળાં તેમજ બચ્ચાં સહીત રીવાજો, ને તરીકતો સાવ જડમુળથી ઉખેડી કાહડવા જાતી હીંમત હવે દેખાડશે. દાદાર અહુરમઝદ આપણી ઉંઘાતી ઝુંફતી જંગલી ઘાસ માફક ઉગી નીકળેલી કેટલીક પારસી મંડળીઓને, પોતાની ધરમની જાળવણી કરવાની નેક સાદી સમજ આપે. આમીન.



# પારસી કેળવણી માટે સર કાવસજી જહાંગીરની સખાવત.

———:(o):———

## તે ઉપરથી ઉપજતા વિચારો.

સર કાવસજી રેડીમની જેવા ઉમરાવ હાતમ દીલના જરથોસ્તીનું ૧૫ લાખની થેલી લઇ બહાર પડવું ખચીત જરથોસ્તી કોમને મગરૂર કરનારૂં પગલું હું લેખું છું. સર્વ કોઇ જરથોસ્તી ભાઇઓ પોતાનાં અલ્પજ્ઞાન અનુભવ પ્રમાણે આંખ મીચી તદન અવહેવારૂ પોકળ હવાઇ વીચારો જાહેર પત્રોમાં રેડયા કરવા બહાર પડયા છે, પણ ભેજું સાબુત રાખી, આંખો ઉઘાડી રાખી, ચોતરફ નજર ફેરવી, વહેવારૂ નજરે કઇ કેળવણીની તેમજ કઇ સખાવતની અતયંત પહેલે જરૂર છે, તેનું તોલ કરવાપર જરા લક્ષ નથી આપતા એ ખચીત ગંભીર શરમીંદગીભરી બીના હું લેખું છું, સર જમશેદજી (બાટલીવાલા) શેઠ બહેરામજી જીજીભાઈ (ચરની રોડવાલી) તેમજ પીટીટ ઓરફનેજ જેવી ધર્માદા નીશાળોમાં ટેકનીકલ ઉદયોગીક કેળવણી સંગીન પાયાપર એકત્ર કમીટી મારફત આપવી ઘટે છે. તેવી સ્કુલોની પહેલે દાદ લઇ કાં નહીં તેઓમાંજ ઘટતો ફેરફાર કરી પારસી કેળવણીનો સંગીન પાયો નાંખવામાં આવે ? કાં બીજા ૧૫ લાખ રૂપીઆ આપી બીજો કીલ્લો ઉભો કરો છો ? શું તેની જરૂર આ નીશાળોની અંદરજ નહીં સાંધી શકાય ? આજે આપણે જે મોટી રકમ કેળવણી પાછળ રોકયે, તે અગાઉ ઘણીજ દુરઅંદેશી-થી તપાસવાનું છે કે આપણી ભવીષયની ઓલાદ આપણને તેનાં મીઠાં ફળ ચખાડશે કે ? હાલનાં તેમજ આગલો ભવીષ્યકાળના બરાબર દુરઅંદેશ બુધી-થી વીચાર આણી પછીજ કાંઇ "પબલીક સ્કુલ" માટે પગલું ભરેલું વાજબી લેખાશે. દરેક નીશાળગો કાંઈ એકસરખી ઉંચ બુધી તો દેખાડવાનો નથીજ, ત્યારે કોમના મોટાં બળની બુધ્ધી, મગજશક્તી તેમજ શરીરશક્તી કેટલી હદે દરેક નીશાળીયામાં છે, તે શોધી કહાડવાની પહેલે જરૂર છે. ગમે તેટલું ઉંચ જ્ઞાન કેળવણીનાં દરેક ક્ષેત્રમાં સંપાદન કરો પણ આખર સર્વ સાહેબોને મોટે ભાગે "રોટી જીવન" માટે જાતી ખભાંનો ઉપયોગ કરવો છે, તે આપણે ભુલવું નહીંજ જોઇએ. આજ ચારે બાજુએથી હમાલ સરીખા એનડેં—ગુન્ડું સાહેબો,

પાંચ–છ અંગ્રેજી ચોપડીઓ રાતના મુફ્ત કલાસોમાં ભણીગણી આપણા બેટાઓ સાથ "રોટી જીવન" માં ભાગ પડાવવા બાંહે ચઢાવી બાહેર પડયા છે, તેનું શું ચીત્ર આપે દીઠું નથી? આપણી કોમે ખચીત પહેલે એક એક્ષપર્ટ ટીચીંગ બોર્ડની સ્થાપના કરવી ઘટે છે, એ બોર્ડ યા કમીટી આપણા બેટાઓને દરેકને તેના ભેજા અનુસાર મજબુત સંગીન ટેકેનીકલ ઉદયોગીક જેવા તાલીમ લેવા ખાસ યોગ્ય જાતી ખંતીલી તપાસ પછી તેઓના માતપીતાને નાહકનો વધુ પૈસા ટકાનો ધુમાડો કરતાં અટકાવે, જેથી તેવા ભેજાંવાલા બેટાઓ આપબળથી બીજી મીકેનીકલ લાઇનો રોટી જીવન માટે લેવા, નશીબવાન બને. શહેનશાહો, રાજાઓ, મહાન વીર બુધીશાળી નરો સર્વ પોતપોતાની પૈસાની શક્તી મુજબ પહેલે પોતાના બેટાઓને તેવી યોગ્ય સંગીન કેળવણી આપવા કાજે હઝારો રૂપીયા તેઓના બેટાઓના ગુરૂઓ તેમજ શીક્ષકો માટે ઉદાર જીગરે કહાડી આપે છે, તો કાં નહીં આપણે આપણા બેટાઓના શીક્ષકો પાછળ ખાસ કરી હમદીન જરથોસ્તી શીક્ષકો પાછળ યોગ્ય રકમ રોકયે? આપણા ગરીબ હમદીન શીક્ષકોનાં પગાર તો જુવો? આવા ટુંક પગારોમાં ઉંચ કેળવણી તે તેઓ કયાંથી આપી શકે? જ્યાં તેઓનાં દીલમાં તાકાત જેવી ચીજ નહીં હોય તેમજ સંગીન ઉંચ સાયન્સ સદીમાં ભાતભાતની બાબદો વાંચ્યા વીના તેવું જાતે સંગીન ગ્નાન, તેઓ કયાંથી આપી શકે? મહેરબાનો જરા આપણા પ્રોફેસર ફાધરો જુવો, અને સાથેસાથ આપણા ઉંચ ગ્નાની હમદીન પ્રોફેસરોનો જરા મુકાબલો કરો, પછી કહો કે આપણી કોમ કાં પાછલ છે? ત્યારે વહેવારૂ સુચના સહીત આગલ કેમ પડયે? સમજો :—

મરહુમ મહાન કોમહીતકારી સેવક સર રતન જમશેદજી તાતાનો સંગીન કેળવણીનો સ્વપનો વહેવારૂ નજરે સફળ કરવાનો આજ સંગીન મોકો છે. લેડી નવાજબાઇ તાતા સરખા ઉમરાવ જીગરનાં દીલસોઝ જરથોસ્તી બાનુ, પોતાના મરહુમ કોમહીતકારી વીર ખાવીંદનાં માહાન "આઇદિયલ–કેળવણી" ઉપરનાં વિચારો, જો બીજાં પંદર લાખ કહાડી, એકત્ર આય કેળવણી સ્કીમમાં રોકે તો ખચ્ચીત

# કે. વાડયા, હીરાના વેપારી.



પારસી કોમનાં બેટાઓ માટે, "રોટલી જીવન" નો કદી આમ, બલાપો કરવો પડે નહી, મોટે ભાગે આપણે જોયું છે કે, આપણાં બેટાઓ ફકત દોસ્તીની ઘેલચ્છામાં, વાંદર મીસાલ, ડાકટર, કાયદા, વેપારી, ઇજિનેરી જેવા બીકટ કલાસોમા ફોકટનાં નહી મન હોવા છતાં, સાવ કુદકાઓ મારી, માતપીતાના પૈસાનો સાવ, દાળ વાટલો કરી નાખે છે, પછી વગર પાસ થવે, યા, ફોક-ટના નામના પાસ થઇ, રોટલી જીવન માટે સાંવ કોમને માથે ચોકખા પડે છે. એ, ચીત્ર શું આપણે જોયું નથી? આજ, ઘણા આપણા હમદીન દાકટરો, બેરીસ્ટરો, વકીલો યોગ્ય સંગીન, લાઇનની તાલીમ વીના ધોબીનાં પત્થર માફક કોમમાં પડી નાહકનાં હીણાયલાં તજાયલાં પડી રહ્યાં છે, કારણ કે તેઓની પકડેલી લાઇનમાં, યોગ્ય સંગીન ભેજું યોગ્ય સંગીન જાતી હીંમતપણું તેમજ બીજા વહેવારૂ નજરે, જોઇતા ગુણો પુર ખીલેલાં નહી હોવાથી, કોઇપણ તેવા સાહેબો પાસ, ગરજે પણ જવા દરકાર કરતું નથી. એજ બેટાઓને, તેઓનાં ભેજાં બર, લાઇનોમાં આવી કોઈ બોરડની સલા-હકારી ભલામણ બાદ નાંખ્યા હતે તો સંસાર જીવનમાં, હાલ કરતાં અતીશય, સારો દેખાવ તેઓ દેખાડત. ફોકટના દેખાદેખીમાં નાહક સ્કુલોમાં ને કોલે-જોમાં વરસો ગુમાવવા બદલ, બસ ચોથા પાંચમા ધોરણથી આવી કોઇ ધરખમ ટીચીંગ બોર્ડની ભલામણ ને યોગ્ય રીપોરટ તેઓનાં માતપીતાને પહોંચાડયા બાદ, યોગ્ય ગરીબ માતપીતા વરગને સંગીન કઈ તાલીમ તેનાં બેટાઓ માટે અકસીર નીવડશે તે બરાબર સલાહ કમીટી મારફત સમજા-વ્યા બાદ, દરેક બેટાઓને તેનાં ભેજાં અનુસાર ટેકનીકલ, મીકેનીકલ, હુન્નર ઉદ્યોગો અને વેપારી રંગરંગનાં બજારોની લાઇનમાં મુકવા ઘટે છે; જેથી પાંચે દહાડે નહી શીખવા છતાં જાતી ભેજું વાપરી મરદ બચ્ચાઓ માફક જાતી રળી ખાતાં શીખી શકે. દરેક બેટાને પાંચ દસ વરસે પણ રોટલી

જીવન ખેતરમાં પડવાનું તો છેજ. તો કાં નહી સાથેસાથ તેવી જોઈતી બુધ્ધી પહેલ્લેથી તેનામાં આપણે ખીલવ્યે ?

ટુંકમાં ત્યારે હું મારા વિદવાન ગુરૂ શેઠ કેકોબાદ બહેરામજી મરઝબાન જેઓ, એક વેળાએ મારાજ ઉપલા અવાજને અનુમોદન આપ્યું હતું કે "જો કોઇ શ્રીમંત હમદીન શેઠ યા બાઈ આમ લાખો રૂપયા કહાડી આપે તો હાલનીજ કીલ્લા સમાન ઉભેલી ત્રણ નીશાળો શેઠ જમશેદજી (બાટલીવાલા) શેઠ બહેરામજી જીભાઇ (ચરનીરોડ) અને પારસી પીટીટ ઓરફનેજ જેવી નીશાળોનેજ આપણે સંગીન પાયાપર મુકીએ, તમો પછી માંગો તેવી સંગીન તાલીમ, દરેક હુનર ઉદયોગો સાથ, આપવા હું જાતે, એક પાઇ વીના મદદ કરવા બાહર પડું; પછી પારસી કોમને કદી ફરીયાદ કરવાનું રહેજ નહીં." મને પુર આશા છે કે મારા મુરબ્બી ગુરૂ શેઠ કેકોબાદ મરઝબાન, હવે પોતાનાં શબ્દો સફળ કરવા જાતી હીંમત દેખાડવા જરૂરજ બાહર પડશે. આપણાં કેટલાંક પારસી સાહેબો પારસી કોમનાં ચંચલ બેટાઓને કાન પકડી ડોંગાઇ લુચાઈ હરામખોરો ચીત્રી ફોકટનાં દુખપર ડાંમ સમાન તેઓનાં જીગરમાં જાણુ અંજાણુ લખાણોનાં અવહેવારૂ સુચનાનાં ઢગલા મારી નાહકનાં બદનામ કરે છે. બુટ કાં ડંખે છે, તે તો ફકત પહેરનાર જાણે; તેમ આજે તેવા બિચારા નોકરી વીનાનાં સાહેબો કેમ હાડમાર થાય છે તેમજ તેઓ કાં નહીં અતીશય નાના પગારમાં પણ રહેતાં તે સર્વનો, ફકત તેઓનો ખુદાજ જાણે છે. વહેવારૂ નજરે આજની કાતીલ હરીફાઈ સામે, બાહો બાઠ હીંમતથી લડવા ઉંચ સાયન્સનાં જમાનામાં; તેવીજ ઉંચ સાયન્ટીફીક, મીકેનીકલ, રકમ રકમનાં હઝારો નાના નાના હુનર ઉદયોગો મોટર વર્કશોપો જેવા બજારોની, આપણુને પહેલે જરૂર છે કે જે ખેતરો માટે, ગુજરાતીમાં. તેવી ગુજરાતી કીતાબો, મેગેઝીનો, આરટીકલો વગર; આજના જમાનામાં, આપણા બેટાઓથી કદી રહેવાય નહીં. દાદાર અહુરમઝદનાં ભલાં આશીશો, કાંઈ કેળવણીને લગતાં અઘડાં વીશયપર, કોમપર ઉતરો, જેથી અસલી ઇરાનિયન બલું લોહી ધરાવનારી જરથોસ્તી કોમનો અસલી "પાયોનીયર વાવટો" ફડકાવવા આપણ ભાગ્યશાળી બનયે. આમીન!

———

# આપણું પારસી સાહિત્ય.

## વર્ત્તમાનપત્રો ને માસિકોનો ફાળો.

"**કલમ, તરવાર કરતાં અતિશ્ય જોરાવર છે;**" તેનું અચુકપણું જોવું હોય, તેનું ખરૂં બળ જોવું હોય, તો, તે આપણું જર્નાલીઝમ છે. પારસી જર્નાલીઝમ જેવી ચીજ તો ભાગ્યે આપણ જોઇએ છે. આપણાં લાડકાં માસિકો તે એક જર્નાલીઝમનું લાડકું બચ્ચું છે. પારસી જર્નાલીઝમને નામે, હાલ દૈનિક તેમજ માસિક પત્રોમાં સોએ નવ્વાણું ટકા પ્યારના, તારી-મારીનાં બળાત્કારના, ખુન ફાંસીનાં, યા કોમી ચર્ચાં સહિત ઝઘડાઓ ખાસ એક બીજા તંત્રી ભાઇઓની ખોટી જાતિ અંતશ અદેખાઇમાં, મેગનીફાઇડ આકારમાં બાહર પાડવામાં, પારસી સાહિત્ય ને જર્નાલીઝમની હદ જોવામાં આવે છે. કોમી અભિમાન જેવી બીના, જાતિ અદેખાઇ અંતશ ખાતર સદા જીગરમાં ઢાંકી રાખવામાં આવે છે. આપણાં બાપદાદા ને વડવાઓ પારસી કોમ તરીકે એટલી હદે મગરૂરી ધરાવતા હતા કે, કદીપણ એક હમદીન વટીક જાહેરમાં બીજા હમદીનોની નાલેશી જાહેર કરવા કદી હિમ્મત કરે નહી. હમદીનના વેરીઓને, તુરત દાબી નાખવામાં તેઓ, ખચ્ચીત પોતાનું અજબ અગમ બુદ્ધિ મગજ દેખાડતાં હતાં; આજે, મામલો તદનજ ઉલટો, હરેક પત્રોમાં જોવામાં આવે છે. પારસી માસિકોમાં, ભાગ્યે "લાઇટ લીટરેચર" જોવામાં આવે છે. પારસી માસિક સાહિત્ય મોટાં પાયાપર ઉમદા ભેગાં જીગરે ખીલવવું ઘટે છે; પણ આપણે અફસોસ સાથ જોઇયે છીયે કે, આજ વરસોનાં વડ માફક થઇ બનેલા દૈનિક તેમજ અઠવાડીક અને માસિક પત્રો, બાહરનાં નવા લેખક સાહેબોને જાતિ અદેખાઇ, અંતશ, તેમજ ખાલી મગરૂરી ખાતર બીજા અનેક સાહિત્યનાં પુંજારીઓને સાફ જગા આપતાં નથી. પરકોમી સાહેબો એકદિલે સાથ મલી સાહિત્યની પરિષદો પર પરિષદો ભરે છે; ને ઉમંગી લેખક પુંજારીઓને અંધકારમાંથી ઉજાશમાં આણે છે, ત્યારે આપણા હમદીન સાહેબો, ખાઇ-પી,

એકમેકને તોડી પાડવામાં મોજ લે છે. પારસી અધિપતિ સાહેબો, રીપોર્ટરો, લેખક ભાઇઓ અને બ્હેનોને એકત્ર એક જગાએ કરવાનું, હરેક એકબીજાનાં વિચારનાં સમાગમમાં આવવાને બને જેથી, હરેક એકબીજામાંથી જ્ઞાન વધુ મેળવવા ભાગ્યશાળી બને, ખાસ ડીબેટીંગ ધપે મીટીંગો બોલાવવી, વાદવિવાદ અનેક બાબદોપર કરાવવો, ઇનામો જાહેરમાં આપવા, આમ કરી ખરી સાહિત્યનાં ગરીબ કલમકશોની કદરનાશી કરવી; તે બધું કયાં છે? શું આમ, નાના પાયાપર લેખક મંડળ ચલાવવા થોડાંક હજાર રૂપયા કોઇ શ્રીમંત હમદીન નહીજ આપે? આમ કદી પણ બને! પણ, તેવા મંત્રીઓ કયાં છે! કોને તેની દરકાર પડી છે, ખરૂંની! આપણાં માસિકો દેખાદેખીમાં, અંગ્રેજી બાબદો, અંગ્રેજી પીકચરો, ભારોભાર વેલાતી તત્વ ગુજરાતી લીપીમાં મુકી, ગુજરાતી સાહિત્યની શી ઉન્નતિ કરે છે? તે આપણ સમજી શકતા નથી!! પારસી લેખક આલમમાં કાંઇ નવું નવું સાહિત્ય ખેતરમાં આપવા જેવું સાહિત્ય ચેતન મુદલ જોવામાં આવતું નથી. બસ અમુક લેખકો વરસોના વરસો ટકી એકજ ટાઇપનું લખાણ, ઓમતું ગોમટું મુકી, કગરે ગજવામાં લવાજમનાં રૂપ્યા એકઠા કર્યા જાય છે; આમ છતાં પણ પોતાને મોટા જર્નાલીસ્ટમાં ખપાવે છે! ગરીબ આપણો હમદીન લેખક વર્ગ આંખ વિંચી લખતો જાય; ને આપણા આ બહુ ચંચળ તંત્રી સાહેબો, કોકનાં માસિકનાં પાનાં ભરતાં જાય છે; લેખક-લેખકમાં શું શું ખુબી ખામી છે; ને તેવાને ગ્રોગ્ય કદરનાશી કરી કેમ આગલ પાડવો, તે તો ખાસ કરી મારો વ્હાલો અખાડા કરી જાય છે. પારસી માસિક તંત્રીઓ ઘણાક રૂપ્યા, બ્લોકો ને ઉંચ છપાવની પાછલ ફેંકશે, પછી પારસી સાહિત્ય કેમ ખીલે? જયાં લગી, દરેક હમદીન કાબેલ લખનારની કલમ વાજબી પૈસાથી પીછાણવામાં નહીજ આવશે ત્યાં લગી, કોઇ કાળે, પારસી સાહિત્ય કદી ખીલશે નહી. આજ સર્વ પરકોમી સાહેબો-

નાંજ ફકત ઉંચ સાહિત્યથી ખચખચ ભરેલા લખાણો સાથ; આપણાં મોટાં લવાજમ લેતાં, કોડીને કામના નહી પારસી માસિકો સાથ, મુકાબલો કરશો તો, કદી પારસી માસિક હાથમાં લેવા તમો નાંજ પાડશો. ઢગલાબંધ મોટી મોટી જાહેર ખબરોથી માસિક ભરવા બદલ, થોડુંક પણ ભાતભાતનાં બારતને લગતાં હુન્નર ઉદયોગના પીકચરો તેવાંજ બાહોશ કલમકશીને હાથે ખાસ લખાવી; વાંચવા જેવુંજ ઉપયોગી માસિક કાઢવું ઘટે છે; જે કુદરતી તેવું માસિક હાથમાં લેવા મન લલચાયા વિના રહે નહી. માસિકો, ફકત ઝુરાબંધ તારી મારી બાબદોથી, ખાસ જુદાં જુદાં તખલ્લુસો હેઠળ આપવાનું સદંતર મોકુફ કરવું ઘટે છે. રંગ-બેરંગી ભાતભાતનાં વાંચવાલાયક વિષયો સિવાય, એકજ ટાઇપનું લખાણ ખાસ કરી બે ત્રણ વાર્તાઓથી ભરી કાઢવું નજ જોઇએ. જાતિ મતલબ બાજુએજ મુકી, ઉમદા મન ને જીગર સાથ એક બીજા સાથ ખોટી ઉચ્ચાં પેપરો ને, ફોકટનાં જુના બ્લોકોની હરિફાઇ કરવા બદલ, હવે આપણે વિદેશી ઉંચ માસિકો માફક ઉંચ મનોબળ સાથનાં ઉદયોગી લખાણો તરફ લક્ષ દોડાવવું ઘટે છે. ખુદા. મ્હારી જરથોસ્તી આલમને આ માસિક સાહિત્ય ખેતરમાં, ઉંચ લખાનીક મનોબળ સાથનું જ્ઞાન આપો, અને સાથે, પોતાની બુદ્ધિ તેમાંજ રોકી પારસી આલમનું ભલું કરવા ફકત ઇન્સાફી જીગર સાથ કલમ ચલાવે.

---

# અસલી પારસી વેપાર
# ને
# હાલનો કંગાળ વેપાર

---

## પારસી કોમનો ભવિષ્ય બાહુ—પારસી બેરોજગારી.

---

પારસીઓના કમનસીબે છેલ્લો નામવર શેહેનશાહ યઝદેઝરદ નાહવનદની જંગી લડાઇમાં આરબોને હાથે હારી જઈ માર્યો ગયો, જેની સાથ અસલી ઇરાની વેપારી જાહોજલાલીનો પણ સાથે સાથે છેડો આવ્યો. આરબો સત્તા-પર આવ્યાથી માલો મીલકત, નાણાં તેમજ કદીમ અસલી જરથોસ્તી ધર્મનાં સ્વબચાવમાં નરેશર ઇરાની ન્યાયાગોએ, કીસમતપર કીસ્તી છોડી, હજારો મુસીબતો ખરા મરદો પેઠે વેઠી, દીવના બંદરે પહેલવહેલું ચોરીયાસીના ચકરાવામાં પડેલું "કીસમતી" લંગર નાખ્યું જે મુવાફેક નહી આવવાથી, થોડા વરસ ગયા કેડે નામીચી તવારીખભુમી, સનજાનમાં આવી, ઠર પડયા. બાપદાદાઓએ સદીઓ સુધી શરૂઆતમાં ખેતીવાડીપર પોતાનું નસીબ અજ-માવ્યું જેને પરીણામે હજી તેની ઓલાદ કુરૂમ કુરૂમ તે ખેતીવાડીનું ફળ ચાખે છે. વખતના વહેવા સાથ જ્યારે વીધવીધ વિદેશી પ્રજાઓ જેવી કે ફ્રેન્ચો, પોરચ્યુગીસો તેમજ ઇંગ્રેજો સાથ તેમજ વળી બીજા દેશી રાજરજ-વાડાઓ સાથ વેપાર અરથે, યા સંજોગ અનુસાર સમાગમમાં આવતા ગયા તેમ તેમ બીજા વેપારી ખેતરોમાં તેઓ જાતી બળ ને હુશીઆરીથી આગ-લને આગલ વેપારમાં પડતા ગયા, તે એટલા લગી કે હીંદુસ્તાનના સરવ વેપારી મથકો હાલની જરમન આલમ મીસાલ, એક હાથ કરતાં ગયાં, જેથી તેઓ ધીરે ધીરે ભાતભાત ને રકમ રકમની પ્રજાઓમાં પ્રમાણીકપણા માટે તેમજ જોતી કુનેહ માટે પ્રખ્યાત થવા લાગા. સમય બદલાતાં ગોરાઓ સુરત છોડી મુંબઇ આવ્યા, તેઓ સાથ ઘણા જરથોસ્તી નરે શેર બીરાદરો વેપાર અરથે જોડાઇ ગયા. યકીન ને પ્રમાણીકપણેથી ધમધુકાર મોટા પાયા

પર દુન્યાઇ વેપાર એટલા બોહળા પાયાપર ગોરાઓ કરતા ગયા કે વીદેશી સાહેબો વેપાર અરથે ટોળેટોળામાં હીંદુસ્તાન આવવા લાગ્યા. તે વખતે પારસી આલમનો ચઢતો દીવસ હતો, એમજ કહો કે પારસી કીરતીની બોલબાલાજ હતી, બીજી કોમો તો વેપારી નજરે કાંઈ ગણત્રીમાંજ નહી હતી. બસ પારસીઓએજ બધો વેપાર એક હાથ કીધો હોય, તેવોજ દેખાવ વ્યાપી રહયો હતો, કેટલાક નસીબવંત પારસીઓએ કરોડો રૂપીઆ જમાવ કીધા, જેનો નેક રૂડો ઉપયોગ કોઇપણ જાત તફાવતનો વિચાર આણ્યા વગર. મુફત જાહેર સ્કુલો, દવાખાનાઓ, ઇસ્પીતાલો, કુવાઓ. ધરમશાળાઓ તેમજ હમા જરૂરીઆત ચીજો જાહેર ઉપયોગી વેપારીખાતાંઓ પોતાને ગજવે ઉભા કરી પારસી સખાવત કીરતીનો હમેશગીનો પાયો નાંખ્યો હતો. આજની મુંબઇની આબાદ સ્થીતિ તેમજ મુંબઈ નગરીની જાહેર સખાવતી ઇમારતો પારસી કોમનાજ સખાવતી અકાબરોને આભારી છે. એમ કોણ પરકોમી પુરૂષ ના પાડશે? હા, તે મગરૂરી એકવારનો વેપારી સફો, હાલ દામાડોળ સ્કુલ કેળવણી લીધે ગુમ થઇ ગયો છે. અસલી પારસી વેપારી કીરતી કોમી શેઠીયાઓની કુસંપીને લીધે હાલ ભોંય પડી છે. અંગ્રેજો સાથ વેપાર અરથે જેમ જેમ ધાડા સંબંધમાં આપણ આવતા ગયા તેમ તેમ નસીબે યા કમનસીબે ઇંગ્રેજી ઉંચ કેળવણી લેવાનું બીડું ઝડપ્યું, જેનું ફળ ઘણાજ નામના ઘઉંના કાંકરા મીસાલ જાણીતા મહાન નરો સીવાય, કેળવણીના આકારમાં ભણેલા કારકુન (clerks) પેદાયસ, કોમને માથેજ પડવા બહાર રોશણીમાં આવવા લાગા. બાપદાદાઓ બોડે ચઢાવી સદરા લેગાપર ખાસ કરી સાદીમાદી ફસની ધોતી દગલી પાઘડીપર કરોડોનો લેવ લીધ વેપાર ચલાવતા હતા, તેવારે જરાએ શરમાતા નહોતા. તેનાંજ કમનસીબ કમઅક્કલી સેંટાપાટલીવાલા ચીરંજીવીઓ બેએ ફુંઉઉ કરી, પાણીના અચાર માફક સીંચાઇ સીંચાઇ ધગાક વગરના વકીલો, ડાક્ટરો, અને બેરીસ્ટરો થઇ મુંબઈમાંજ રહેવાનું કમનસીબે મુનાસબ ધારે છે. આખરે પેટ ખાતર ઓફીસે ઓફીસ, પહેડીએ પહેડી, પગપાણી કરી શીખેલા ભણેલાપર સાંવ પાણી રેડી

---

૫૦-૬૦ માં કોઇ ઓફીસમાં ખુરસી ટેબલ આગલ જગા લે છે. હાઆઆશ હુઉઉશ, જાણે બેટીબાપની મુરાદ ટળી ગઇ; પણ કમનસીબે પેલા કહે તેમ ભણ્યા પણ ગણ્યા નહી જેવો હીસાબ ભેજાંમાં હોવાથી તે પોતાનો જાતી તેમજ પોતા ઉપર ઉભા રહેલા કુટુંબીઓનો ભવીષ્યકાળ માટે જરા વિચાર આણતો નથી. કમનસીબે બાપીકો મોજશોખનો ખવાસ વધુ પરમાણમાં હાલના નેકટાઇ કોલર જવાનીયાઓને હૈડે જરા જરામાં ચહડી આવે છે. તેને સ્વતંત્ર વેપારી નોકરી કરવી ગમતી નથી. બહારગામ જવું તે કેદમાં જવું, એવો હમબગ ધ્રખારો આપણા જવાન્યા લઈ ફોરેલા જણાય છે. જેઓ પાસ પૈસા છે, તેઓ પણ આજ, મોજશોખના ઉડતાં ઝાલીમ દરદથી પીડાય છે; જે આજની સદીમાં નાબુદ કરવું એક સ્વપન લેખાયજ. આજે લાવ છરી નાક કાપુ જેવો અવતાર સરવ આફીસ તેમજ પેહેડીએ પ્રકાશી રહ્યો છે. સવારના ૯ થી તે રાતના ૯ લગી હમદીન શેઠોના તાણા જાણાં, નામુનાસબજોગ બાંગો. સખત રાતદીન ટુંક પગારે મહેનત એ સર્વ આવા તંગીના વખતમાં મોંહને દુચો ખોસી કાઢવા પડે છે. આજે જાય કાંદ ને કોણે ખાય ! બહાર ગયો તો રવડીાજ ગયશોજ જાણવો. કારણ આજ કયો કોમી દીલસોઝ જીગર ધરાવનાર શેઠીઓ તેવા હમદીનોને વેપારી ખેતરમાં ખેંચી લેવા દીલસોઝ ખરૂં જરથોસ્તી દીલ ધરાવે છે? કમનશીબે તેવો અવતારી પુરૂપ દેવલોક થયો. તો તેના કુટુંબની પુરી કમબખતી જામેલી સમજવી: એ શું આજના સમયમાં આપણ સરવને ખબર નથી? શું સ્વતંત્રપણે નાના પાયાપર વેપારી રહીએ ધંધો કરવો શરમાવાનું કામ છે? કોઇ પણ જાતના ધંધામાં શરમ શાની હોય! પ્રમાણીકપણે યકીનથી, કોઇ પણ નાચીઝ ધંધો સ્વતંત્રપણે ચલાવવો, આજના કંગાળ આફીસ ગુલામગીરી કરતાં હજારો હજાર દરજ્જે ફાયદાકારક છે. એ એક ખરો વેપારી બચ્ચોજ તમને એ

# પારસી બહેનોને ખુલ્લો પત્ર.

**પ્રીય બહેનો,**

તમને આ તો ખબર હશે કે, આજ આપણી ભારતભુમી હીન્દમાતા "સ્વરાજ્ય" મેળવવા, અને તેમ કરી દુન્યાના બીજા ભાઇબંધ દેશો સાથ એકજ પગથીએ રાજદ્વારી વાજબી હકો માટે "અહીંસા" નાં હથીયારો સાથ, પોતાનાજ દેશનો દરેક ઉધોગ ખીલવવા પાછળ મંડી છે તો શું તે વેળા આપ પ્રીય પારસી બહેનો, આપનો વાજબી હીસ્સો અને મદદ હજુએ નહીં આપશો? જુવો, સમજો, હાલ જે વખત જાય છે, તેમાં ચપ કરતુ કે કુલ જરથોસ્તી આલમનું નવું શહેનશાહી સાલ આવી લાગશે, ખરૂંની! તે વેળાએ તમો, પ્રીય પારસી બહેનોને લાજમ છે કે, હીન્દના આપણા દરેક સ્વદેશી હુન્નર ઉધોગને ઘટતું વાજબી ઉત્તેજન આપવું. ખાસ કરી તમારી **સાડીઓ હવેથી સ્વદેશીજ પહેરવાની પ્રતિજ્ઞા લો.** આમ કરવાથી આપણા દેશમાં બનતા મલોને ઘટતું ઉત્તેજન તેમજ મદદ મળશે; જેથી દેશનો પૈસો દેશમા બચવાથી દેશ એ પૈસે સુખી બનશે, ખરૂંની! તમો માંગો તેવી **સુતરાઉ**, રંગબેરંગી ફેન્સી, આંખને ઉંડી વળગે તેવી ભાતભાતની સાડીઓ, ભલી પાંચસો સાતસો રૂપ્યાની વિદેશી સાડીઓને ટક્કર મારે તેવી રકમ રકમની **સુતરાઉ સાડીઓ**, ખાસ **બીલીમોરાની** જાણીતી **ગાયકવાડ મીલમાં** બનાવવામાં આવે છે. તમો પારસી બહેનો જો **સ્વદેશી સુતરાઉ** સાડીઓજ પહેરશો તો, (૧) સ્વદેશી હુન્નર ઉધોગને ખીલવવામાં મદદ કરશો. (૨) દેશનો પૈસો દેશમાં બચાવવા ભાગ્યશાળી થશો. (૩) તમને ખબર નહીં હશે કે આપણા ગરીબ જરથોસ્તી ભાઇ બહેનોને **કેળવણીનાં કાર્યમાં** ખાસ મદદનો હાથ આ **સ્વદેશી સુતરાઉ સાડીના ઉદયોગમાંથી અપાય** છે. તમો પણ ખરીદી કરશો તો હમારાં કેળવણી કાર્યમાં મદદ કીધેલી લેખાશે, ખરૂંની!

આશા છે કે તમો પ્રીય પારસી બહેનો આ ઉપર ગંભીર લક્ષ આપવા નીચલું **સુતરાઉ સાડીઓ** માટનું **સ્વદેશી મથક** ધ્યાનમાં રાખશોજી.

લી૦ દુવાગો,

Bombay Office:<br>**H. M. Mehta & Co.,**<br>Apollo Street.

**H. M. Mehta,** Chairman,<br>Gaikwar Mills Ltd,<br>BILIMORA.

બાબદમાં જ્ઞાન આપી શકશે. અસલી વડવાઓએ, નાચીઝ નાના પાચાપર-થીજ આજના ત્રીમત્રાક ભાઇઓ ખેપ્રુંઉઉ કરે તેવા પુટકલાં ધંધામાંથી કરોડો રૂપીઆ પેદા કીધા છે; જેની બરકતથી હજી તેની કેટલીક ઔલાદો કરૂમ કુરૂમ ચાવી અમનચમનમાં મોજીયાં મારે છે. જ્યારે છેલ્લે બાપદાદા-ઓનું ખરા પસીનાથી સકમાઇનું હીરા મોતીથી ભરેલું ભોણું ખલાસ થયું કે, બગલમાં છત્રી મારી, હમદીન શેઠીયાઓનું રાતદીન "ઓફીસ ભોણુ" ઝીલવા નાચારીએ કોઇ આફીસની સીડી ચઢવી પડે છે. આમા માતપીતાનો પણ નહી માફ થાય તેવો કસુર છે. "મરે, ઓજીયાંને નોકરીનું શું કામ છે? એના બાપ થતાને બહેશત, તેવણ બધું મુકી ગીયાચ, તે મારો જીભરૂં બેટો બેસીને ખાશે." કહાં લગી તે કોઇ પુછતું નથી! આવા આવા બાયલા બનાવનારા જવાબોથી તેમજ ઘરના વાહલાઓનો છુટટો મુકવાનો પેટમાં ધસકો હમેશ રાખવાથી કોમી વેપારનું ખેતર ઉજ્જડ પડતું ગયું. આપણા જવાન્યાઓને ઘરનાં કેટલાંક મુરબ્બી લેખાતાં બાનુઓએ એટલી હદે આપણા જવાન વર્ગને બાયલા કરી મુકયાચ, કે જ્યારે જવાન ઉછલતું લોહી બાહેર-ગામ જવા તૈયાર થાય છે ત્યારે કમનસીબે રડી તતડી, તેવા જવાન વરગને કોમના ભલા માટે દૌલત ભેગી નહી કરવા દેતા, હું આગલ લખી ગયો તેમ, અચાર માફક, ઓફીસમાં સીંચવવા દે છે. આજ વલી, નવો મંદી પવન, જોરમાં ફુકતો તેમજ ગામે ગામ પણ ફુકાતો ચાલ્યો છે; તો એક નજીવો આપણે સવાલ ફેંકીશું કે લખો પરકોમી બીન શીખેલા ભણેલા અંગ્રેજી અક્ષરનો કકો નહી જાણનારા પરકોમી સાહેબો પોતાનું તેમજ કુટુંબનું ગુજરાન, કેમ નીભાવી શકે છે? શું આજ તેઓ આપણા કરતાં વેપારી આંખે ચઢયાતી સ્થીતિમાં નથી? આપણી મુઠી ભર કોમ કરતાં તેઓમાં હઝાર ઘણા પૈસે પુર બીન અંગ્રેજી શીખેલા ભણેલા વેપારી સાહેબો. મોટા ઉમરાવ જીગરો ધરાવનાર પૈસે પુર નરો નથી?

શું આજ તહમો સરવ હમદીન સાહેબો પણ વેપારી ખેતરોમાં બાહર પડો, તો તેઓ બીચારા ભુખમારો વેડશે શું! શું કદી માહાસાગરનું નીર્મલ

નીર કોઇ દીન ખલાસ થયલું સમજ્યું છે? શું દાદાર અહુરમઝદે સરવને નાત જાત વગર બત્રીશી આપી છે તે શું જોવા માટેજ આપી છે? દુન્યામાં જ્યાં એક કીડી જેવી નાની કીડી ભુખે મરતી નથી, તો શું ખુદા ત્હમો સરવ હમદીનોનેજ ભુખે ટોકરાવશે? આમ બાયલા કયાં લગી પડયા રહેશો? જાતી ઉજ્જવમ પકડો, દીલપરથી મુંબઇની મોહીનીની ધુળ પખોડી નાખો; તેમજ સેંટા પાટલી પાડવાના, ને, ખોટા અરથી આવક વગરના મોજ શોખને વળગી રહેવાના, તેમજ ઐરાં કમીટીમાં મરધા મીસાલ મુંબઇમાંજ કોઇ કસી રીતની આવક વગર, તેઓ માફક એશકાત ઇતિરાત જુદું ઐરાં સહી હસાવવાનું છોડી, એકવાર બાહરગામ પગ મુકી આવો. જુવો પછી કોઇ દીન પણ મુંબઇ જેવી ખોટી બાહરની ઢોંગસોંગવાલી નગરીમાં ફરી આવવા ગમેચ! પછી આમ બેરોજગારી માટે હાલની માફક કદી બીહ ધુજવું પડે કે? શા માટે મેંઢા બકરા મીસાલ એકજ ઠેકાણે મુંબઇમાં પડી રહી એકજ જાતનો ધંધો કરી, નહીં ત્હમો નફો કરો કે નહીં ત્હમારો હમદીન નફો કરે, એવો ધંધો શા માટે એકજ રસ્તાપર ખોલી નાહકની પઇસાની બરબાદી કરો છો? શું હીન્દુસ્થાનની રકમ રકમની કાચ્ચી પેદાયશ નફાકારક નથી? પરકોમી, આપણી આંખે અંભણ જણાતા, ફકત કારણ એ કે, ઈંગ્રેજી શબ્દનો એક અક્ષર પણ નહીં ખબર, તેવા તેવા ભાઇઓ કરોડો રૂપ્યાની દરરોજ ઉઠલપાઠલ કરી, જાતી કમાઇથી લખો રૂપયા પોતાની કોમને સખાવતને રસ્તે આપી જાય છે. પોતાની કોમના જવાન વર્ગને આગલ રહી વેપારી જુસ્સો ખીલવવા દુકાનો ને આફીસો ખોલી આપે છે; દરેકે દરેક વેપારી ખેતરોમાં પાડી પોતાની કોમને જગં આશકારા કરે છે, ત્યારે આપણી કોમના ભણેલા વિદ્વાનમાં ખપતા ભીક્ષુકો, તેઓને ત્યાંજ કારકુનની નોકરીએ રહેવા ફાંફાં મારે છે?

કયાં અસલી ઇરાનની દુન્યા ધુજાવનારી શહેનશાહત ને કયાં આજની બાયલી બનેલી તેનીજ ઓલાદ? કીસ્મત; આપણી એક આવી અદેખી અંતરથી ભરેલી કુસંપી કોમ માટે (!)

જ્યારે મુંબઇની હમદીન ઓફીસ તેમજ હમદીન પહેડીના હમદીન લેખાતા

શેઠયાઓ પરકોમી જુવાન્યાઓને ખુશી સાથ નોકરી રાખે છે ત્યારે જો ભોગ જોગે હમદીન ભાઇ ત્યાં જઇ લાગો તો તેના અક્ષરની. કેળવણીની, યા કોઇ પણ નજીવી જેવી બાબદની કોતાહી આગલ કરી ના પાડશે; ને જો કોઇની ભલામણે ગયો તો શું એક પોતાની કોમને માથે આભાર ચઢાવ્યો હોય તેમ એવો પગાર નક્કી કરશે કે બાપડો પોતાની સ્કુલ કોલેજ કેળવણીને હઝારો અંતકરણથી શ્રાપો આપી ગપચુપ દલગીર દીલે નીચે ઉતરવા માંડશે. તેની સ્કુલ કોલેજ કેળવણીએ શું અપાવ્યું? પાંત્રીસ પચાસ રૂપયા? આપીસ સાહેબો સાફ જણાવી દેશે કે અમારૂં કામ તો અંજાણ માનવી પણ કરી શકે, અમને તો ફક્ત હુશીયાર ચાલાક માણસ જોઇયે છીએ. આપીસમાં હઝારો ડીગ્રીની લાયકાત મોટે ભાગે કોડીની કીંમતે પણ પુછાતી નથી. આજ ભલા ભલા, અક્કલમંદ, હુશીયાર, ચાલાક, ચંચલ યુનીવરસીટી ડીગ્રીઓ લઇ બેઠેલા ત્હમારા હઝારો હમદીનો સાથ, પરકોમી અણઘડ લેખાતા વેપારી મરદાનગીવાલા બચ્ચાંઓ સાથ વેપારી નજરે જુવો કે બેમાંથી આજના જમાને અનુસાર કોણ વધુ સુખી દરેક વાટે છે? હમદીન કારકુનો કરતાં આપીસ હમાલોને વધુ માન ને વધુ સારો દરમાયો મલે છે. તેમાંનાં કેટલાંક જાતી અક્કલ હુશીયારીથી ત્હમારીજ સોડે બેસવા પણ કેટલાક હમાલો નસીબવંતા આ વીસમી સદીના આગલ વધેલી સદીમાં બનવા પામ્યા છે; ને એવો પણ વખત આવી લાગશે જ્યારે ત્હમારી જગાઓ મોટે ભાગે ત્હમારા હાલના લેખાતા હમાલોજ પુરશે. જેઓને ખુદાએ આંખો આપી છે, તેઓએ હવે પછી એ બાબત બરાબર જોઈ પોતાની આળસ તોડી વેપારી ખેતરમાં પડવાનું તક મલવે કુદી પડવું ઘટે છે.

પરકોમી આપીસોમાં તેમજ પહેડીઓમાં પહેલે પોતાની ન્યાતમાં ખાલી જગા માટે ખબર કહડાવશે, થોડા મહીનાઓ જવા દેશે ને આખરે પોતાની

ન્યાતમાંથી નહીં તો જાતમાંથી એકને શોધી કહાડી ઉંચ દરમાયા પર મુકી, પોતાની કોમની ભલાઇમાં વધારો કરશે. શાબાશ આનું નામ તે ખરૂં કોમીભીમાન.

કેમ હમદીન શેઠયાઓ, આવું પિકચર શું ત્હમોએ નજરે કદી જોયુંજ નથી?

ખુદા ત્હમો સર્વને પણ આવીજ કોમીભીમાન વેપારી બુધ્ધી આપે, જેથી હાલની બેરોજગારીની બુમોનો હંમેશ માટેનો નીકાલ આવી જાય. દાદાર અહુરમઝદ હમદીન જવાન વર્ગને, હમદીન અકાબરોને, હમદીન શેઠયાઓને, હમદીન વયાખ્યાણો આપતાં આપણા બીરાદરોને, ફકત કોમી અભીમાની વેપારીજ બુધ્ધી આપે; એવું અંતકરણનાં થોકા સ્હીત આજના જમાનાને અનુસાર મારી અંતઃકરણપુર્વક બંદગી છે, જે આમીન થાવો. આમીન!



# જંગલી ઘાસ માફક ઉગી નીકળેલાં કોમી મંડળો.



## પારસી ભાઇઓ, તમારો પઇસો શા માટે નાહક બરબાદ કરો છો?

જયારે પણ હમદીન કોમના મેળાવડાઓ થાય છે ત્યારે, ગજનાં ગજ ભાષણો અને તેવાં મંડળોને મદદ કરવા અપીલો પર અપીલો સુખી સુખયારા શ્રિમંત શેઠો તરફથી બહાર પાડવામાં આવે છે. હું વારંવાર લખતો આવ્યો છું કે, જે પારસી કોમમાં આજ થઇ પડેલા કાતીલ કેળવણીના તેમજ રોજી વગેરેના સવાલોનો ફડચો કરવો હોય તો પહેલે હમદીન કોમમાં જંગલી ઘાસ માફક ઉગી નીકળેલાં 'મંડળોને એકત્ર કરો. હમદીન કોમે કયાં મંડળોને સહાયતા, પઇસા ને જાતીમદદ આપવી, એ પહેલે નકકી કરવું ઘટે છે. આજે હમદીન પઇસા સદમાર્ગે નથીજ વપરાતો, એ સુર્ય મીસાલ સર્વ સાહેબોને ખબર છે. છતાં માત્ર લાગણીના ગુલામો બની, નાહકના બાર વરસે જાગૃત થતાં મંડળોમાં હમદીનો હજી પઇસો નાંખવા હાથ ખાંચતા નથી, એ આપણી દલગીરી છે. એકલદોકલ એક મંડળ કાંઇ યોગ્ય નહી જેવું કાર્ય બજાવે તેના કરતાં ચાર પાંચ મંડળો એકજ કાર્ય બજાવવા એક થાય તો તે કેટલું કાર્ય સહેલાઇથી કરી શકે તેનો હજી આપણા હમદીનોને જરાએ ઝાંખો ખ્યાલ થતો નથી એ બહુજ અફસોસભરેલું હું લેખું છું. ગોરા દેશોમાં હાલ નવો યુગ શરૂ થયો છે તે **સહાયતા** છે. મોટી મોટી બેંકો, ઓફીસો, વેપારી પેઢીઓ વગેરે, ધન દોલતનો તેમજ યોગ્ય વેપારનો ઇકોનોમીક નજરે ને જાતીબુદ્ધીએ જે ધોરણે ઉપયોગ કરી, કામકાજ બજા લાવે છે; તે સહાયતાનાં ધોરણપર હમદીન સાહેબોને ચાલવા હું મજબુત અપીલ કરૂં છું. હાલ તો જેમ મોરીમાં ફોકટનું પાણી ઢોળાય છે, તેમ હમદીન પઇસો જરાએ પુછપરછ કે જાતીબુધ્ધી વાપરયા વગર આમજ બરબાદ થાય છે, પછી કોમનાં જરૂરી મંડળો હમદીન પઇસા વગર મરી જાય તેમાં શી નવાઇ! આજ કેટલાંક હમદીન મંડળો, ફોકટનાં બે ત્રણ સાહેબોપર

નામના, તેઓનાંજ ભેજા અનુસાર જરા જાહેરમાં માન ખાટવા ખાતર; જુઠા થોબલાઓ, કોઇપણ પ્રકારનાં ધરખમ કોમઉપયોગી કારયો કોમ આગળ રજુ કર્યા વીના સબડયા કરે છે. છતાં તેવાં મંડળોના સુકાનીઓ સહાયતાના ધોરણે એકત્ર થઈ, યોગ્ય કોમઉપયોગી પગલું નહીં ભરતાં, ફકત જાતી ઓંહોંશ ને મમત ખાતર ઝુઝ્યા કરે છે; ને આપણા કેટલાક મુરખા સાહેબો ફોકટની "પરસનાલીટી" પર દોરવાઇ જઇ આંખ વીંચી તેના સભાસદો થવાનું માન સમજે છે એજ આપણી કમનસીબી છે. મારે હમદીન કોમને મજબુત અપીલ છે કે, નાહકના લાગણીથી દોરવાઇ જઇ ઢંગધડા વગરનાં મંડળો, મ્યુઝીક કલાસો, ટયુશન કલાસો વગેરે માટે, જાતી દેખરેખ તેના કારોબારીઓ માટે કહાડયા વગર, તેના પ્રિનસીપાલોની નઇતીક સ્થિતિની ખોળ કહાડયા વીના, મહેરબાનીની રાહે આમ ભવીષ્યમાં દરેક મંડળો માટે મદદ કરવાનું હડખું કોમનાં ભલાં ખાતર મુકી દેવું ઘટે છે. બીજી સુચના એ છે કે જે શ્રીમંત સાહેબો, તેવાં મંડળો માટે ચીબા થવા નીકળે તેવા સાહેબોનેજ, કાનમાંથી પકડી થોડાક હજાર રૂપ્યા તેઓ પાસેથી કહડાવી લેવા ઘટે છે. "કાજીજી કહેનેવાલા, કરનેવાલા નહીં" જેવો હીસાબ હવે હમદીન સાહેબોએ સાફ મોહનાંપરજ પરખાવી દેવું જોઇએ. પારસી કોમ હાલ પઇસાની તંગી માટે બાંગો મારે છે, પણ ગુપચુપ કેવા, પઇસાના શ્રીમંત ઝરાવાલા શેઠો પાસેથી, યોગ્ય સમજાવી પટાવી, તેઓની ગંભીર ફરજો દેખાડી કામ કહાડી લેવું, તે વીશે કમનસીબે, હજી બેખબર છે. લખાણો લખીને, ભાશણો કરાવી, પઇસા ઓકાવવાનું હવે આજના જમાનામાં માંડી વાળજો. ખુદાએ આપેલી સદબુધ્ધીથી, કાંઈ કુનેહ ગરસાજીથી કામ, તેવા આપણા બેખબર મગજ ધરાવનારા શ્રીમંતો પાસેથી કહડાવી લેશો, તોજ કાંઇ ધારેલાં કોમઉપયોગી કામો સફળ થશે. બાકી આમ તો, "ભેંસ આગળ ભગવદ ગીતા" સમજજોજી.

# પારસી બેરોજગારીનાં મુળ ગુણદોષ

---

## આપણા જવાન્યાઓ કયારે જાતી ઉજ્જમ પકડી બહાર પડશે?

---

### હાલની આ બેરોજગારી કેમ દફે કરશો?

હાલ દેખાદેખીથી પારસીઓમાં ફુટકલ્યો ખોટો, સેંટા પાટલી પછવાડે જુઠો ખોટો ખરચ, અને ગજાએ કાણું છતાં ફોકટનો દેખાદેખીમાં અમેરીકન ડરેશ સજવાનો વાંદરીઆ નકલનો ભેજાંગેપ પવન, ચોમેર ફુંકી રહયો છે, જેથી કોમનો પૈસો વીદેશોમાં કરોડોમાં નાહકનો ઘસડાઇ જતો ચાલ્યો છે, જેનો રતીભાર પણ ખ્યાલ, આજના કેટલાક નાદાન કમઅકલી ભાઇઓને આવતો નથી, એ કોમની કમનસીબી છે. ભલાભલા પરકોમી વીદ્વાન નરનારીઓ, પોતાનો દેશી ડરેશ સજવામાં માન સમજે છે, ત્યારે આપણા કેટલાક બહુ ભણેલા ગણેલા વીદ્વાનમાં ખપતા વાંદરીયા ભાઇઓ, ગુનપાટ જેવા પાટલુનો ને પાછલો ભાગ અમર્યાદા જેવો રાખી, બટલરો પેહરે તેવો, એકુબે ધાનખાવાના ડગલાઓ પેહેરી, હમદીન મીજલસમાં હાજર થવા તલપાપડ થઈ રહે છે. આપણને એવા ડરેશો માટે કશુંએ કહેવાનું નથી, પણ એટલુંજ કે, ભાઇઓ આપણને એ નહી શોભે, ને નહીજ છાજે. ભવીષ્ય માટે નાની નાની રકમો બચાવવી, એ તો તેઓની બલાજ જાણે, ખાધું પીધું ને મોજમજાહ કીધી, તેમાં તેઓ પોતાને કમનસીબે, માથે કરજ છતાં સુખી માની લે છે. તેઓ પોતાના જાતભાઇઓ માટે સાથે આફીસમાં કામ કરવા છતાં જરાએ રતીભાર પણ દીલસોજી ધરાવતાં નથી. વખત આવે હમદીન ભાઇઓનો કાંટો કહાડવા તઇયાર બને છે. તે માટે મોટે ભાગે રાહ જોતાંજ કેટલાક હાલના હમદીન બેરાદરો હાથમાં કલમ લઇ બેઠેલા દરેક આફીસમાં જણાશે. ત્યારે કહો કે કોમના જવાન્યાઓ જ્યારે એકમેકના નજીવા પગાર માટે ટાટા પીસવાનું બાકીજ રાખ્યું છે, તો પછી કોમના જવાન્યાઓનો ઉદય તે કેમ થાય? હાલ પારસીઓમાં બેરોજગારીનું

મુલ જડ ઉંડાણમાં ઉતરી ગયલું જોવામાં આવે છે. પારસી વેપારી ઓહ્દેદારોએ, તેમજ દનાઢય વગવસીલા ધરાવનારા હમદીન શેઠયાઓએ સાથે મલી ઝટ નીકાલ કહાડવો ઘટે છે. તેઓને યાદ રાખવું ઘટે છે, કે, કોમની ચઢતી, તે તેઓની ચઢતી છે; તેમજ તેઓની પડતી સાથ, કોમની પણ પડતી છે. આ બાબદ પર જો ઢીલ કહાડવામાં આવશે તો મામલો, મદરાસી તેમજ બંગાલી મદરાસી ભાઇઓ મીસાલ હમાલની પગઈાયે, ઉતરી પડવાનો, ચોંકાવનારો મામલો ભવિષ્યમાં થઇ પડશે. મદરાસ તેમજ બંગાલ પ્રાંતોનાં ભાઇઓ પરથી આપણાં જવાન્યાઓએ, ભવિષ્ય માટે, કલારકો તરીકે નહી રહેતાં; વેપારીઓ, નાના પાયાપર થવાનું, અગમ બુધ્ધી વાપરશે, તો હજી, જવાન્યાઓનું ભવિષ્ય કંગાળ સ્થીતીમાંથી બચવા પામશે. આપણા આફીસ ભાઇઓએ સંપથી ચાલી, કમઅક્કલી ભાઇઓ તરફ માયા મહેરથી જોઈ, ફક્ત વરસે બીર–સ્ટાઉટનાં બાટલાં ભાંજી, કોઇ ભાઇ કયાં, તો કોઇ શેઠયા કયાં, ખાણું જમી લઇ, પરવારી જવામાં, આપણા જવાન્યાઓનો શુકરવાર થવાનો નથીજ. **સર્વ આફીસના ભાઈઓએ સાથ મલી ધરખમ પાયાપર, એક એશોસીએશન ઉભી કરી, વાદવીવાદ રૂઢીએ, સરવ કોમી તેમજ પરકોમી ઓહ્દેદારો સાથ વેપારી રૂઢીએ સંદેશાઓ ચલાવી, ફરીયાદો રજુ કરી, ઘટતી હાજતો માટે અરજો કરી, મોટા પાયા પર, વિદેશી વેપારી આલમ મીસાલ યોગ્ય આપણી રોજીંદી કલારક જીંદગીમાં ફેરફારો કરવા, જાતી કુનેહથી આપબળથી આગળ વધવા, જાતી ઉજમ હવે પકડવાનો વખત આવી પુગો છે.** શા માટે તેઓએ પોતાનાં બરની વેપારી કીતાબો વાંચી, જાતી આપબળથી આગળ ન પડવું જોઇએ? એક યોગ્ય આફીસ લાઇબ્રેરી માટે, શા કારણે નહી તેઓ એક થઈ, યોગ્ય અરજ, પોતાનાં આફીસ

શેઠયાઓ આગળ મુકે ! હજારો ચોપાન્યાઓ, દઇનીક તેમજ માસિક, ગામે ગામનાં, દેશે દેશનાં, કુલ જહાનનાં પત્રો શેઠયાઓએ વાંચ્યા બાદ, નકામા ધુળ ખાઇ, મુકતીફાજ ભાઇઓ ઉપાડી જાય; તેનાં કરતાં, કાં નહી ત્હમો જવાન્યાઓ, આગળ પડવા માટે, યોગ્ય ઉપયોગમાં લેતાં, જેથી દરેકને તેનાં બરનો ખોરાક મલી આવે, જે આગળ જતાં ભવિષ્યમાં અતી ઉપયોગી થઇ પડવાનો સંભવ રહેવા પામે; ખરૂંની ?

કેટલાક વરસોની વાતપર મુસલમાન ભાઇઓની બેરોજગારી માટે નરેશેર ભાઇ ખાનબહાદુર મુનશી ગુલામ મહમદે ચાલુ એ બાબદ પર લખાણો કરયાથી ભલા ભલા કોમી ઓધ્ધેદાર તરફથી ઘટતો ફેંસલો પોતાની કોમના જવાન્યાઓ માટે કરી નાખવામાં આવ્યો હતો. આપણા હમદીન જવાન્યાઓએ, આ હાલની બેરોજગારી ઉપર ચાલુ લખાણો કરી કોમના ઓધ્ધેદાર વરગને ગામે ગામથી કુંભકરણ ઉંઘમાંથી જાગ્રત કરી બનતા તુલીક હમદીનોને પહેલે નોકરીએ ઉંચકી લેવા વીનવવું ઘટે છે. તેમજ જરથોસ્તી વેપારી ઓધ્ધેદારોએ મોટું મન રાખી ઉદાર વૃત્તિથી પહેલે પોતાની કોમના બેટાઓને ઠેકાણે પાડી નાખવા ઘટે છે. આશા છે કે આ ઉપર પારસી વેપારી તેમજ આરીસ વરગ ગામેગામથી બહાર પડી પારસી આલમમાં વેપારી એલમ ફેલાવી હાલની કંગાલ્યત બેરોજગારી સ્થીતીને હંમેશ માટેની નાબુદ કરવા બાહર પડશે. ઉસ્તા અહમાઇ યેહમ હઆઈ વસીકહમાઇચીત, સુખ તેને છે જે બીજાને સુખનો રસ્તો દેખાડે છે. એ ધરમ ફરમાન મુજબ જો આપણા જરથોસ્તી ઓધ્ધેદાર હવે પછી નજર દોડાવશે તો ખચ્ચીત તેનું જાવેદાન મીઠું ફળ ચાખવા તેની અઉલાદ હંમેશની ભાગ્યશાળી બનશે.

અથા જમ્યાત યથા આફ્રીદનામી જેવું નેક મનશનીથી ઇચ્છયું તે સફળ થાવો.

---

# પારસી વેપારી આલમ.

## હમદીન આફીસ શેઠયાઓ આફીસ રાજ કયારે સુધારશે?

### આપણો જવાન વરગ કુવામાંનાં દેડકાઓ માફક શા માટે કંગાલ્યતમાં હજી જીંદગાની કહાડતા હશે?

### તેઓ ઉજ્જમ પકડી વેપારી ખેતરોમાં કયારે કુદકા મારવા બાહર પડશે?

——:(૦):——

કમનસીબે સ્કુલ કોલેજમાં, ઓફીસ લાઈનનો રતીભાર પણ ખ્યાલ નહી હોવાથી બાપડાઓ છતે પૈસે ટકે, છતે જ્ઞાને, છતે હાથે હુન્નર છતાં, વેપારમાં નાના પાયાથી મંડાણ કરવા બદલ, નજીવા ટુંક પગારે, હવાઈ સાહેબ બનવાનાં સ્વપ્ના સાથ મોટી મોટી ઓફીસોમાં જોડાય છે, જેમાં થોડા મહીનામાંજ બીચારા પોતાને ફસેલા જુવે છે. આજ જ્યાં ભલા ભલા પરકોમી મદરાસી, બંગાલી સાહેબો, યુનીવરસીટી ડીગ્રીઓ ઉપરાંત વેપારી ઉંચ ડીગ્રીઓ સાથ પચાસમાં પણ કામ કરવા તૈયાર બને છે, કારણ તેઓની વીચીત્ર રહેણીકરણીથી તેઓથી બની શકે છે; તો આપણા ચંચલ પણ અધુરી યા ફક્ત કોલેજ કેળવણીવાળા સાહેબો તેઓનાં બળ આગળ કેમ ટકી શકે ને હજી પણ કેમ ભવિષ્યમાં ટકશે તે જોવાનું છે! પૈસાવાળો, મધ્યમ તેમજ અભણ જવાન વરગ એકજ જગ્યાએ દોડધામ ચલાવે ત્યાં મુફલીસ, હાજતમંદ સાહેબોના ઓફીસોમાં શું આશરા! આજ તો લાગવગનો જમાનો છે. લાગવગથી લાકડાંનાં ટુકડાંને પણ શોભણ શાભણનો બનાવી ઉંચ જગાએ બસો ત્રણસોનાં પગારે બેસાડવામાં આવે તે પણ ચાલી શકે. શું સમજ્યા! એ તો સરવ ઠેકાણે જગજાહેર વાત છે. ખઈરની! પૈસાવાળો આળસુ વરગ, કહાં ઘરમાં બીચારો માંખ મારે કરી ઓફીસમાં નામનો ડરી જાય છે, જે ઇકોનોમી પોઈન્ટે જોતાં ખરા હાજતમંદો સાહેબોને તેમજ ઓફીસ કારો-

બારમાં એક બોજારૂપ થઇ પડયા છે. આવા નામચીન મોજ્યા મારનારા સાહેબો ખરી પસીનાની રોટલી પેદા કરનાર હમદીન ભાઇઓપર એક તરાપ માનનારો વરગ લેખી શકાય. જ્યાં એવા સાહેબો કકરી જાય: તો કુદરતી ખરા હાજતમંદોનાં કમનસીબે થોડોજ પગાર આવવા પામે. તેઓ જેટલા એક વાટે પૈસાની દેવીનાં લાડકા છે તેટલાં બમણાં લાડકા ઓફીસ વડવાઓનાં પૈસાને જોરે બને છે. નાની નાની નહી ઇચ્છવાજોગ ને નહી માફ થવા જોગ ઓફીસ બનાવો તરફ હાથે કરી હમદીન ઓફીસ વડાઓ આંખ મીચામણું કરી ચલાવી લે છે, જે રૂદી ગરીબ વરગને બોજા સમાન થઇ પડે છે. એક વડો ઇંગ્રેજ સાહેબ જેટલું ખરૂં ડીસીપલીનને, ઇનસાફી ધોરણે ઓફીસ કાર્યો ચલાવે છે; તેનું કોડીભાર પણ આપણાં હાલનાં ઉગી નીકળેલા હમદીન ઓફીસ સાહેબો કદી ચલાવનાર નથીજ. તેઓની નહી માફ થાય તેવી નબળી પોઇન્ટ નાંખતી છે; જે ધીમે ધીમે એટલી હદ ઓળંગી જાય છે કે ગરીબ હાજતમંદ કારકુનો (clerks) બસ, એક ચાવી આપેલા રમકડાં મીસાલ ઓફીસ કાર્ય બજાવે છે. તેઓની જીજ્ઞાસા હંમેશની પગ નીચે રાખવામાં પોતાનું સુખ ધારે છે. તેઓનો જોશ ને ઉન્નતી હંમેશ માટેની દાબી દેવા, હંમેશ પોતાની સત્તા આગળ ધરે છે. કુવામાંનાં દેડકાં મીસાલ જવાન વરગ ઓફીસ જીંદગી ગુજારે છે. ઓફીસ બહાર કે અંદર ઓફીસ વેપારી વરતણ શું ચાલે છે, તે તો તેઓની બળાજ જાણે; એવો અવતાર સરવ ઠેકાણે વ્યાપી રહયો છે. ઓફીસ કારોબારમાં કેળવણીને જગા જરા પણ આપવામાં આવતી નથી, જેને કાંઇ પણ ડહાપણ વડા હમદીન ઓધેદારો આગલ દોહડ્યું તે ઉડી ગયલોજ સમજવો. આમ હાલે ઓફીસમાં સરવ ઠેકાણે હમદીન ભાઇઓની ઓફીસ સત્તા ચાલી રહી છે. કમનસીબે

કારકુન વરગમાં હમદીન બીરાદરોમાં અદેખાઇનો જોશ વધી ગયો છે. એક બીજા હમદીન ભાઇને ઓફીસ કાર્યક્રમ તેના ભલાં માટે સાદી સમજથી દેખાડવી. સમજાવવી, તેવાઓને આગળ પાડવા, એ સરવ હાલ કેટલાક હુશીયાર ને પુર ખબરદાર સમજનારો કારકુન વરગ, ગુનાહ લેખે છે. ઓફીસ વરગમાં મોટું દરદ અદેખાઇ છે. તે પણ પારસી કોમનાં કમનસીબે પારસી બીરાદરોમાંજ જોવામાં આવે છે; જ્યારે તેથી ઉલટું, આપણે હીંદુ અને અને મદરાસી સાહેબોમાં જોઇએ છીએ. શું ભણેલા ગણેલા પૈસાદાર વરગે હાજતમંદ રોટલી મેળવનારાઓ પર આમ ઓફીસમાં ઠસી જવામાં સજાવાર છે કે? શા માટે તેઓ તેઓનાં બરનાં મંડળોમાં ભરાઇ, ઉદ્યોગી બીઝનેસમાં જાતી પૈસો નથી રોકતાં? શું બીઝનેસમાં કેળવાયલુંજ ભેજુ કાર્ય કરે છે? પોતાની મેળે જેમ જેમ દહાડાઓ, મહીનાઓ ને વરસો ગબડતાં જશે; તેમ તેમ પોતાની જાતી હુન્નરથી, જાતી કુશળતા ને જાતી બળથી વેપારી બુદ્ધિ ખીલતીજ જશે. શા માટે નાની પુંજી રોકી નાના પાયાપર વેપાર નથી ઉઠાવતા? આનું કારણ દુર શોધવા જવુ નહી પડે. જ્યાં દરેક વાટે મોજમજાહ, એશઆરામ કારનેવ્યા, મોનજીની, ગ્રીન; તેમજ નાટક સીનેમા દાનસોમાં મોજયા ઉરાડવા જોઇએ; જીવને હરેક કીસમની મજાહ કરાવવી જોઇએ; તો તેવા સુખ્યારા સાહેબોથી મુંબઇ કેમ છોડાય! કમનસીબે હજી વેપારની રતીભાર પણ જાગરતી પારસી કોમમાંથઇ નથી. કયારે આપણો જવાન વરગ તેમજ શેઠીયાઇ વરગ પરકોમી વેપારી કોમપરથી ધડો લેશે? આજ તમો સાહેબો, નોકરીમાં કમાઇ કમાઇને શું કમાવો? ગમે તે પણ નોકરી તે ગુલામગીરીજ છે, એ તો કોઇ પણ ના નહીંજ પાડશે. જ્યારે વેપાર સ્વતંત્ર, નહી કોઇનો હોકકો ને ધોકકો, ને સાથ તમે જાતી બુધ્ધીથી દશ ઘણું હાલ કરતાં કમાઇને કોમનું ભલું કરવા સામર્થવાન બનો તે વળી જુદું. આપણા નરે–શેર બાપદાદાઓએ જો વેપારમાં ઝીપલાવ્યું નહી હોતે, ને બસ આમ હાલનાં જવાન્યા માફક જીદગી કહાડી હોતે તો આજ આપણો ખચ્ચીત મદરાસી હમાલ જેવો અવતાર થઈ પડત. ખુદા, એવો દીન કદી પારસી

કોમને નજ દેખાડે. આપણી કમનસીબી એજ છે કે, શેઠયાઓ ભાષણમાં પોતાનું સરવ ફળીભુત થયલું સમજે છે. કોઇ પણ દીલસોઝ શેઠયો, મોટી નાદર રકમ કહાડી આપી, જાપાન દેશ માફક, આગળ રહી આપણાં જવાંન ઉધરતાં બાપદાદાનું વેપારી ખમીર ધરાવનારા જવાન્યાઓને, વેપાર કરવા કાજે, દેશેદેશ મોકલી વેપાર કરવા કાજે આગળ પાડતા નથી, વેપારમાં બીજા અનેક ફાયદાઓ છે, તે જાણ્યા છતાં મોજીલી જીંદગીને વળગી રહેવું એ પોતાની કોમનાંજ પગમાં કુહાડો મારવા મીસાલ છે. આ બાબદ બરાબર રીતે સ્પષ્ટ સમજાવવા, તેમજ પૈસાદાર તેમજ મધ્યમ જવાન વરગને તેઓના ભેજાં અનુસાર વેપારી ખાતાંઓ ઉંઘડાવવા, હમદીન ધનાઢ્ય વેપારી હમદીન વરગે બહાર પડવું ઘટે છે.

મધ્યમ વર્ગના ભાઇઓ; આપણો ઘરસંસારી સામાન, જેવો કે ચોખા, દાળ, ઘઉં, લાકડાં, રૂ, ઘી, તેલ, સફેદ તેમજ ગરમ કાપડ, બુટ, મોજાં, જાત જાતની બીજી ખોરાકી ચીજો, તેમજ બીજી ઘર સંસારી હમા જરૂરીયાતો જેને માટે આપણે પરજાત વેપારીઓને આધારે બેસી રહેવુ પડે છે. તો કાં નહીં, એ બાજુ હમદીન જવાન ઉલતમંદ વર્ગ નજર દોડાવે ?

આપણામાં હજારગણું સારૂં વેપારી ભેજું, સારી તરબીયત, સારી ઉંચ કેળવણી, સર્વ દાદાર હોરમઝદે બક્ષી છે; તો કાંય નહીં તેનો રૂડો ઉપયોગ કરી, પારસી કોમને વેપારી કારકીર્દીથી ઝળકતી બનાવે ? એ માટે જે જે મુશકેલીઓ નડતી હોય; તે સર્વ કોમ સામે નરમનાથી સુચના સહીત મુકવી ઘટે છે; જેનો તુરત તોડ નીકલવા પામે, ખરૂં ની ?

આજે ગમે એવો તુંદાઈ, અદેખાઈ, તેમજ જાતી અબ્બાવનો પારસી કોમમાં પવન ફુંકાતો હશે; છતાં પણ એ કાર્યમાં ઘણા દીલસોઝ વેપારી ઉગરો મલી આવશે. ખાસ કરી, બહાગામ હમદીન ભાઇઓ. તમો જેવા ઉલટમંદ વેપારી ખમીર ધરાવનારા, હમદીન સાહેબોને, બે હાથે માનથી ઉંચકી લેશે. કેળાવાયલા હમદીન સાહેબો. જેઓ પાસ પઇસા વેપાર કરવા કાજ નથી, જેઓ ઉંચ ભેજાં બળ, કેળવણી ખાતામાંજ આપવા માંગતા હોય, તેવા સાહેબો

શા માટે મુંબઇજ ધરીને બેસતાં હશે વારૂ? આજે ભલા ભલા ટપકા મીસાલ ડીગ્રીઓ લઈ એક ઓરડીમાં દશ જણા સંપથી રહેનારા મધરાસી બંગાળી સાહેબો, ૫૦ માં ખુશીથી રહેવા તઇયાર છે, તો તેવા વખતમાં દુન્યાના બીજા વીભાગમાં, જ્યાં તમારા જેવાઓની અત્યંત જરૂર હોય; ત્યાં શા માટે જઇ આગલ નથી પડતા? હાથે કરી દરેક ચીજ જાણ્યા જોયા છતાં શા માટે દલદરીમાં મુંબઇમાંજ દીનો તમો જેવા ભણેલા હુન્નરમંદી સાહેબો, પસાર કરતા હશો? જ્યાં લગી તમો જેવા સાહેબો, દુન્યાને ચારે ખુણે નસીબ અજમાવવા બહાર પડો નહીં, ત્યાં લગી તમારૂં ભણેલું ગણેલું, કોડીના હીસાબે પણ હવેના જમાનામાં, મુંબઈ નગરી લેનાર નથી; એની નોંધ હાવી રાખી મુકજો.

ગમે એવી કુનેહવાલો, ગમે એવો ભણેલો ચંચલ, પારસીભાઇને ટુંક પગારમાં પરવડે નહીં, તેમ આવા બારીક કેળવણીના હરીફાઇમાં પાંચ વરસે પાંચ વધે, તો તમારા બાપદાદાના પુન આડે આયા સમજજો; જે પણ હવે બનવું મહાલ છે.

જેને પોતાનું ચંચલ ભેજું આગલ વધારવું હોય તેને તો બહારજ પડવું જોઇએ. હાલ તો શીખ્યા ને ભણ્યા બધું સરખું છે; કારણ બહારવને બીચારા નહીં શીખેલા બાવાજી, ભણેલા ગણેલા બુચાનો હાથ પકડી, કોઇ આફીસમાં લાગવગે રખાવવા લઇ જાય છે. બાકી દીકરાજીની જાતી ચંચલાઇ કાંઇ કામ કરી શકતી નથી. બધી બીચારી સ્કુલ કોલેજમાં ભરડી, વ્યાજમાં ત્યાંજ મુકીને બાવા સાથ આવ્યો છે.

જ્યારે ગોરા સાહેબોમાં જેવો એક બેટો કોલેજ બહાર પડ્યો કે, માય બાવા પેટી બાંધી આપે કે "જાવો બાવા, બહારની દુનીયા જાતી જોઈ આવો ને જાતી સંસાર જીવન કાઢી ખાવા જાતી મહેનત કરો." ત્યારેજ તો તેઓ દુનીયાઇ સત્તા ધરાવવા શક્તીવાન થયા છે. આજ તો ફરે ચરે તે ખાય; બાકી મરદો મીસાલ ઘરમાં બેસી રહેવામાં કદી કદી પણ, તમારો તેમજ કોમનો વેપારી ઉદય થનાર નથી. તમારામાં જાતી ઉલટ હશે, જાતી બહારગામ જવાનુ મરદાનગી પાણી હશે, તો તમો જો તમારા માતપીતાને યા સગાં

# કે. વાડયા, હીરાના વેપારી.

## ગ્રાંટરોડ. Tel. Gemart Work.

વહાલાંઓને તમારી અભીલાષાઓ સાફ દીલથી તેઓ આગલ મુકશો તો કદી તમને મુંબઇમાં બેસવા દેશે નહીંજ. જરૂરજ હા પાડી ખુશીથી યોગ્ય સગવડતા કરી આપશે. વાજબી માંગો તે તમને જરૂરજ મલશે, એ કુદરતનો કાયદો છે. ખુદા સર્વને નેક વેપારી બુધ્ધી બક્ષે, ને પોતાનું ચંચલ હુનરમંદીનું ભેજું, ફોકટનું મુંબાઈ નગરીમાં બરબાદ કરતાં બચાવે. હીંમતે મરદાં તો મદદે ખુદા. ઉજમ પકડો, પછી જોવ, ફક્ત એક વરસમાં તમો મુંબઇનું નામ ઝબાનપર લેઓજ કે કેમ! એ માટે હમદીન બહારગામવાસીઓને પુછી જોજો, તેઓ તમને સારે રસ્તે કેમ દોરવે તેમ? ખુદા તમો હમદીન જવાન વર્ગને દરેક ભેજાંને નહીં રૂચે તેવી કોલેજ કેળવણીને બદલે, રકમ રકમની વેપારી ઉદયોગી બુધ્ધી બક્ષે, આમીન.



# પારસી બેરોજગારી કોને આભારી છે?

——:(o):——

**નાના પાયાપર ક્રેડીત રૂઢી અનુસાર વેપાર, જવાન્યાઓને હાથે કરાવવા, હુમદીન શેઠયાઓ કયારે ઉંઘમાંથી બીદાર થનાર છે? નાની ચાલાક ગણત્રીબાજ બીજી વેપારી કોમો મીસાલ આપણા જવાન્યાઓ કયારે જાતિ ઉજમ પકડી બાહુર પડનાર છે?**

———

**પારસીઓની હાલની બેરોજગારીનાં મુળ કારણોમાં, કોમનાં અકાબરોની ગંભીર ફરજ તરફ ગફલતી, શેઠયાઓની આ બાબ-દપર બેપરવાઇ, પોતાનાં ગજાંનાંજ ખ્યાલમાં ચકચુર રહેવાથી, તેમજ જાતી અભાવ અને જવાન્યાઓનો નહી માફ થાય તેવા લખલુત ખરચને લીધે હાલ બેરોજગારીનો કાતીલ પવન દરેક વેપાર ધંધામાં ફરી વળ્યો છે.** આજ જરા કમાયા તો શેઠીયાઓમાં મોંહમાં સુખડનું પેરીયું લઈ, ફરવાનો ભારી ચડસ, એ ઉગી નીકળેલા નવા શેઠીયા વરગમાં જોવામાં આવે છે. તેઓ ઘરનાં ભલે શેઠયા લેખાય, પણ એક કોમનાં તો નજ કહેવાય. એક કોમનાં શેઠીયા તરીકે ઉંચા પ્રકારની જાતી લાયકાત હોવી જોઇએ; તે આજે કાંઇ છે? આજે કેટલાક શેઠીયા-ઓ કોમનાં લાભ ખાતર જાતી બહાર પડવામાં મગરૂરી સમજે છે? આજ કેટલાંક હુમદીન લેખાતા શેઠીયાઓ, ગરીબોની દાઝ હઇડે ધરી કોમની હાજ-તોપર તેમજ યોગ્ય જરૂરીયાતોપર તુરત ધ્યાન આપે છે? આજ તો ગરી-બોને રોજીએ રાખવા, પોતાની પગડીથી ઉતરતું સમજે છે. જો કેથે ચીઠ્ઠી આપે છે, તો તેવીજ બીજી ચીઠ્ઠી બીજાને આપી કાસલ પટાવે છે; એમાં શું વળ્યું? આજ બીજી નાની નાની પરકોમો મીશાલ, કેટલાંક સાહેબો આગળ રહી નાના પાયાપર દુકાન ઓરીસ ઉંઘડાવી, આગળ રહી જવાન્યાઓમાં વેપારી જુસ્સો ખીલવે છે? શું વેપારી આલમમાં નાના પાયાથી શરૂ કરી, ઉંચ પગડીયાંપર નથી આવી શકાતું? આપણી નજર આગળ પરકોમી અણઘડ લેખાતાં પુરૂષો, શું સારી રોજી વેપારમાં નથી ઉપજાવી શકતા? આપણાં

શેઠયાઓ તેમજ જવાન વરગ આ ઉમ્મરથી ધડો લઇ તેવા હાજતમંદોને આગળ શા માટે નહી પાડે? **શા માટે નહી કેડીટ ધોરણે જવાન વરગ સાથ લેવડદેવડ કરવામાં આવે?** કોમમાં આવી જાગુતી કયારે થશે? દાદાર અહુરમજદ, એવી સદ વેપારી બુધ્ધી શેઠયાઓને ક્યારે આપશે? એક સંપ એક જોર છે, એ આજ પારસીઓ કમનસીબે હજી સમજતાંજ નથી. **હમદીનોમાં અદેખાઈ અંતશથી એકબીજાઓમાં જેટલું નુકશાન થાય છે, તેટલું પા અરધે પણ, પરકોમી પુરૂષો તરફથી થતું નથી.** ધરમ પહેલાં ઘરનાં ઉંબરપરથીજ શરૂ થવો ઘટે છે. એ આજનાં અકાબરો ને શેઠયાઓએ સારી પેઠે જાણવું ઘટે છે. **કોમના જવાન્યાઓની આબરૂ તે તેઓની આબરૂ છે.** એ તેઓએ સારી પેઠે ધ્યાનમાં રાખવું ઘટે છે, પરકોમી વેપારી ભાઇઓમાંથી આપણી કોમે ઘણું ઘણું સંપ વીષે શીખવાનું હજી રહયું છે. **હાલ, હમદીન ઓહદેદારો સાહેબનાં બસ લાડકા થવાને, પોતાના ગજાનો ભાર વધારવા, ગરીબ હમદીનોની ગરદન સાંવ ઉશડવા જરા પાછી પાની કરતાં નથી; એ બહુ કમનસીબી કોમ માટે વાત છે. આખરે તેઓનું પણ કેમ ભગવાન ભલું કરે છે; તે તો પાછળથીજ અનુભવે છે. આજ કમનસીબે કોમનો જવાન વરગની હાલત બકરા મીસાલ થઈ પડી છે. તેઓને વેપારી ખેતરોમાં ચરાવવા, કયારે હમદીનોની દાઝ ધરનાર વીરલાઓ બહાર પડનાર છે?**

આજનાં ભાષણકરતાઓ હજાર ભાત ભાતની રસ ભરી ને કટકા પડે તેવી બાબદો ઘણીખરી એકની એક પીજ્યા કરે છે; તો શા માટે નહી તેઓ આ બાબદ ઉંચકી લઇ જવાન વરગને, વેપાર તરફ લક્ષ દોડાવવા યોગ્ય હારમાળા આપે. આજ તો મયે મેરી ફોડતાં હોઉં, તુમ તુમેરી સંભાલ્યે જેવો ખ્યાલ લઈ, આપણાં લેખાતાં શેઠયા ભાઇઓ જોવામાં આવે છે. **તેઓનું ઘર ભરાગું એટલે પછી કોમની ફીકર તે શાની હોય.** બસ, જરા બહાર પડવાનો અભખરો. કાંસીકુંસી, અવાચી આવે તેવી બાબ-

તોપર વ્યાખ્યાન આપી પરવાડી જશે; જાણે કોમનું બધું ભલું, તેવી કુચ્ચા જેવી બાબતોમાં સમાયલું હોયની તેમ, વારેઘડીએ દાબડામાંનાં ભુત માફક બહાર પડવા તલપાપડ બને છે. આજે કોમમાં બસ આવો વીચીત્ર દેખાવ નજરે પડે છે.

આ ઉપર ઘટતો વીચાર કરવા, જો તેવાજ ઓધ્ધેદાર વેપારી આલમનાં હમદીનોની એક કમીટી બેસે, ને જવાન વરગને એ ખેતરમાં કેમ હાર પાડવા તે ઉપર વીચાર ચલાવી યોગ્ય પૈસાથી બંદોબસ્ત કરવા બાહેર પડે; તો ખચ્ચીત કોમનાં તેઓજ ખેરખાહ ગણાશે. બાકી શોભણુ શાભણુના શેઠયાઓ હવે બહાર પડવાનું મોકુફ કરે, તેજ તેઓ માટે તેમજ કોમ માટે સારૂં છે. તેવાઓ બહાર પડી શુ કોમનો શુકવાર કરે છે? દાદાર અહુરમજદ જરથોસ્તી કોમને પહેલે વેપારી બુધ્ધી બક્ષે, કે જેથી તેની ભવીષ્યની અઉલાદ થોડાં વરપ ગયાં કેડે મદ્રાસ પ્રાંતના ભાઇઓ મીસાલ હમાલની પગડીએ નહી ઉતરતાં, ઉંચ વીદેશી ભાઇઓ મીસાલ, વેપારી આલમમાં ઉંચ ઓહ્દાઓ ભોગવવા ભાગ્યશાળી થાય; ને આસ્તે આસ્તે જાતી વેપારી જ્ઞાન બળથી પોતાની માદર ભુમી સાથ વેપારી સાંકળથી એક થઇ; અસલી જાહોજલાલી પર ફરી એકવાર ચઢવા, દાદાર અહુરમજદ, આપણી ઓલાદને ભાગ્યશાળી કરે. યથા જમ્યાત યથા આફ્રીનામી, જેનું નેક મનશનીથી ઇચ્છયું છે, તે આમીન થાઓ. આમીન.



# પારસી બનાવટી ગરીબાઈ.

---

અસલી બપાવાનાં વખતનો ભોલો–સોનેરી જમાનો કુલ જરથોસ્તી કોમ માટે સદાનો ગુમ થયો છે. આજે સરવ તકદીલી છાયો નજરે પડે છે. પૈસા કરતાં સારી આબરૂને સદા માનથી જોતાં હતાં, તેમજ આપણા લેખાતાં મુરબ્બીઓનાં અવાજને સદા ઉંચ જગા મલતી હતી. આજ તેમાંનું કાંઇએ રહ્યું નથી. અસલી, બચ્ચાં છોકરાં બચ્ચાંઓનું ભરયું પુરયું ઘર, અજબ ઘરમાં, આનંદ ને સુખ વ્યાપી રહેતું હતું; આજ તે કયાં છે? મુરબ્બીઓને ઉઠતાંને વાર પગે લાગવું; ઝપ–ઝપ–નાહી ધોઇ દાતણ પાણી કરી, નવ વાગામાં પરવારી સરવ નાના મોટા ભાઇ બ્હેનો તેમજ કઝીનો સાથ, ભણવા બેસવું, સંપથી સદા હળીમળી એકજ મોટા મુરબ્બાના છાયા નીચે નીતીરીતીથી રહેવું; એ આજ કયાં છે? ગયો તે મુરબ્બીઓનો સુખી ભોલો જમાનો ગયો?

આજનાં દેખાદેખીનાં તકદીલી યુગમાં પારસી ગરીબ ઘર, કે મધ્યમ વરગનુ પીકચર તપાસો. મુરબ્બીઓની લગામ ભેજાં ફાટેલ ભાઇ કે ધણીએ હાથમાં લીધેલી જણાશે. પાપી પેટ ખાતર, તેમજ તકદીલી ફેશન ખાતર આજનાં ભેજાંનાં ચસકેલાં સરવ ભાઈ બહેનો પોતપોતાનાં જુદા ઘરબાર માંડી, હાથે કરી કંગાલ સંસાર ગબડાવવા માંડશે; કયાં બાપીકો, એક મુરબ્બીના છાયા હેઠળ રહેનો સંપીલો પઇસો ને કયાં હાથે કરી, માથે જુદા સંસારની બલાએ–વાળેલો ફીશાયારખોર આજનો જમાનો! આજે બહેન-બહેનોમાં, ભાઈ-ભાઇઓમાં; ભાઇ બહેનોમાં, અસલી સંપ, મોહબ્બત, કે પ્રીત કયાં છે? જે પઇસો, એક બાજુ સંગ્રી રહી, એકજ તપેલીમાંથી સુખી રોટલો ખાતા હતા; સુખ દુઃખે જીવ કહાડી આપી, એકમેકને કપડાં ચપડાં ઓઢાવતાં પહેરાવતાં હતાં; માતરૂ-પ્રેમ મીસાલ, ખુરસી ધરી રહી જાન સદકે કરતા હતા; તે આજ કોણ લુટી ગયું?

આપણે ઘણીએકવાર, હાયસોસારાં કરતાં જરથોસ્તી ભાઈ બહેનોને, જોઇયે છીયે; જેઓ હાલની કંગાલ સ્થીતી માટે બળાપો કરી, "અમારા બાવાજી તે આવાં હતાં; ને મમાવા આવાં હતાં" કરી, ફુંકો મગરૂરી લઈ,

જીગરને સધ્યારો આપે છે. પણ તેઓ ભુલી જાય છે કે બાઝે વખત તેઓ ખુદ-બ-ખુદ, પોતાની કંગાલ સ્થીતી જોવા છતાં, પોતાના પાપી પેટ ખાતર, પોતાનાં જેવાંજ ગરીબ હમદીનોને, બાઝે વેળા ધીકકારવા વીના રહેતાં નથી. ગરીબાઇ કાંઇ પાપ નથી. શું આપણા બાપ બપાવા મમાવા બધા રેડીમની, વાહડયા, તાતા, યા પીટીટ, ખાનદાનનાં હતાં કે? શું તેઓના જમાનામાં ગરીબાઇ જેવો શબ્દ, હતોજ નહીં કે? આજ તમો ફકત નામે ગરીબ કહેડાવો છો. પુછો તમારા જીગરને, કે તમો જરથોસ્તી ધરમ મુજબ સાદી અક્કલથી, તમો આજ કેવું ગુજરાંન, સંસાર સમાજમાં ચલાવો છો? ફાની પઇસા કરતાં આબરૂ અતીશય વહાલી ચીજ આપણા બાપ બપાવાને હઇયે હતી; આજ મોટે ભાગે આપણે કેવું કંગાળ, રસ્તે રસ્તે આપણી જરથોસ્તી બહેનીઓનું પીકચર જોઇયે છીયે? લાજ, શરમ, મરયાદા, આબરૂ, દુન્યાઇ સારી નીતી-રીતીનાં કાયદા મુજબ ઘરમાં, તેમજ બહાર, જે વરતન હોવું જોઇયે, તે આજ ગરીબ તેમજ મધ્યમ વરગમાં છે કે? અસલી પારસી સાદોમાદો 'નીતીબંધન લીબાશ' કયાં, ને કયાં આજનો, વેલાતનાં પરડા ખોરયાંનો બનાવેલો જમપર બ્લાઉઝોનો જમાનો! આજ આપણા ભાઇઓ કરતાં ચાર ચાશણી વધે તેવાં ઉડ-ઉડ પતંગીયાં માફક ઉડતી બહેનપણીઓ ગજવે તદન ગરીબ; માય, વાસણ ઉજારી હજારો વહીતરૂં કરે; તેની દીકરીઓ, નીતીરીતીની નજરે જોતાં કેવી શરમભરેલી ફેશનભરેલી ફેશનમાં ચુર બની, કંગાલ અમરયાદીત જીંદગી ગાળે છે; તેની, કોઇ ઉંચ લેખાતી મગરૂર થતી પારસી કોમ પાસે કાંઈ ચાંપ છે કે? પારસી કોમમાં, ખાસ કરી, ગરીબ તેમજ મધ્યમ લેખાતાં વરગમાં કુદરતી ગરીબાઇ કરતાં બનાવટી ગરીબાઈ ખુલ્લી જોવામાં આવે છે. આજ કોમમાં ભાતભાતનાં આંખોમાં લોહી ધસી આવે તેવા અમરયાદીત, જાહેરમાં તેમજ ઘર સંસારમાં ભજવાતા ફારસો અને સીનો, ખુલ્લાં જોવામાં આવે છે. તેનું મુળ શું અને અટકાવ કેમ કરવો, એ સવાલ આજ પહેલો જર-થોસ્તી સાહેબો અને બાઇઓએ પોતાની કોમની ખાતર ઉકેલવો ઘટે છે. આ કાંઇ તોલ્લાં મારવાની વાત નથી; પણ અતીશય ગંભીરતાથી આંખોએ

જોયલી રકમ રકમનાં ખેલો જોવા બાદ, તેમજ જાતે મેળવેલી વીગતો બાદ, આ બાબદ ઘણીજ નાખુશી છતાં ફકત મારી કોમની દાઝ ને માન ખાતર મેં હાથ ધરી છે. કોમની બહેનપણીઓ અને ભાઇઓને, ઉદયોગી ને હુનર-મંદી બનાવો. જાતી અંગ, મન, કસી; પ્રમાણીકતાંથી મીઠી રોટી જાતે હાથે બનાવી ખાતાં શીખવો. ધુળ ધમાસો જેવા મંડળો અને ખાસ કરી ખાનગી કલાસો એકદમ હવે બંધ કરી નાંખો. આ લેખાતાં મ્યુઝીક અને ખાનગી કલાસો અતીશય ઝેરનાં પ્યાલા મીસાલ, પારસી જેવી ઉંચ કોમને આબરૂ માનની કીરતીથી એક પલકમાં નીચે ગબડાવે તેવાં હું લેખું છું. આ કાંઇ પેટનાં બાળયાં ગામ બાળે જેવી વાત નથી. તમો જાતે ખાનગી તપાસ લેશો તો તેવા કલાસોમાં અપાતું અધરમી શીક્ષણ, કુમલાં નાદાન ભેજાંઓ-માં જરથોસ્તી ધરમ માટે અવીશ્વાસની લાગણી બરપા કરે તેવું જ્ઞાન, અને અમરયાદીત ડરેશ લેબાશ સાથ, આપણાં મોટાં માય કહે તેમ છાણુ પુતલાંનાં ખેલો સીવાય, ઉંચ નીતારીતી શીક્ષણનો છાંટો ત્યાં જોશો નહીં.

જે કોમમાં વરૂનાં ચામડામાં મુરખ ગધેડાંઓ, સાવ પોતાની કોમને રડી તતડી તદન જુઠું બોલી, જન્મથી કે મરણ લગી શરમ મર્યાદા આબરૂ તેમજ બાપીકી ખાનદાનની કીરતી ગજવામાં મુકી નફટ નાંકે સાવ ખુદા-બક્ષમાં બધું મેળવતા જાય; તો કહો કે કોમમાં ગરીબાઇ હજી વધુ કેમ ન વધે? જે કોમ દીન પર દીન ઉંચ કેળવણીમાં, ઉંચ વેપારી કીરતીમાં ને ઉંચ રાજદ્વારી શક્તિમાં, સાવ પાછલ અને પાછલ પડે તો કહો એમાં કોમનો વાંક નહી તો કોણનો? થોડા ઘણા રૂપ્યા સખાવતને નામે કહાડી આપ્યા કે થોડાંક બાઇ બાવરાંઓને મહીને મુંસારો બાંધી આપ્યો, યા, જુનાં કપડાંનો પોટલો આપ્યો એમાં કાંઇએ નહી વળ્યું. જ્યાં લગી આ નરમ દીલ ફકત થોડાંક નામનાં (બનાવટી-ગરીબ, મોટે ભાગે) હમદીનોને આમ પંપાળવાનું ચાલુ રાખશો તો હજી બમણી ગરીબાઇ ને દલીદ્રતાં પારસી કોંમમાં જડ ઘાલી બેસશે. શું શીખેલી ભણેલી ગોરી પ્રજાઓ, આમ બેસાડીને પોતાની ગરીબ હાજતમંદ તેમજ બનાવટી ગરીબ હમદીનોને જમાડે છે કે? તમો

# કે. વાડયા, હીરાના વેપારી,

**આંટરોડ.** Tel. Gemart Work.

પરોપકારી શ્રીમંત સાહેબો, કાં નહી ફરજ્યાત એ બાઇઓ તેમજ મરદોને ઉદ્યોગી જીવન ગાળતાં શીખાડો? ગરીબોનો ખરો રહેબર તેમજ ખરો હીંમતવાન પરોપકારી નર ડા૦ જહાંગીર દાજી, જેમણે, ગરીબાઈ પારસી સ્ત્રી વરગમાંથી હાંકી કહાડવા, કેટલાક ગુંથવા ભરવાનાં કલાસો ખોલ્યા; પણ જ્યાં આંગમાં હરામખોરી બેસી ગઇ હોય ત્યાં ભલાં કામ પર તે કોઇ જતું હશે? હું જો ભુલતો નહી હોઉં તો બિચારા ગરીબ ડા૦ દાજીની અહંગ ગરીબ પારસી સ્ત્રીઓ માટેની મહેનત ફોકટ ગઇ હતી; કારણ પાછળથી તે મંગા-વેલા સંચાની સામગ્રીઓ લીલાંઉ મીસાલ કહાડી નાંખવી પડી હતી. પક્ષી, પ્રાણી, જન–જાનવર પણ કુદરતે ઉદ્યોગી બનાવ્યા છે; ને જે મહાન પેદા કરનાર બાપે ઇન્સાન જાતને ભેંજા જેવું ઉત્તમમાં ઉત્તમ, કરીમો મહેરથી ભેજાં જેવી વસ્તુ બક્ષી છે, તેને કમનસીબે કાટ ખાતું હાથે કરી રહેવા દઇ, કોમમાં આખે હાંડકાંનાં ઢોંગી. બનાવટી ગરીબ લેખાતો એક બનાવટી વરગ આજ પારસી કોમે ઉભો કર્યો છે. માંગીતાંગીને રડી તતરીને જુઠો કુટુંબી ખ્યાલ આપી, ઘરમાં રંગરાગ ચાલે ને બહાર બનાવટી દેખાવ કરી આમ પાંચ પંદર રૂપ્યા ઉભા કીધાથી શું આ કંગાળ લેખાતી ગરીબાઈ કદી દુર થનાર છે? જો આપણા કોમી ખરા પરોપકારી હમદીન ભાઇઓ અને બાઇઓ જરા હૈયું કઠણ રાખી કાંઇ ઉપયોગી કાર્યો કરવા તરફ મજબુત તેવા ગરીબ આખે હાડકાંનાં સાહેબો અને બાઇઓ સાથ વરતન ચલાવે તો કદી, આય આખાં હાથ પગનો નફટાઇથી મફતનું ખોદાબક્ષ ખાનાર—પીનાર વરગ, આપસી મેળે નાબુદ થઇ જશે. આજ ગરીબ કોણ નથી? જેઓ ખરા ગરીબ હાજતમંદ છે, તે કદી પણ પોતાના પાપી પેટ ખાતર કે ડરેશ ઉંચ પહેરી જુઠી મોટાઇ દેખાડવા ખાતર; યા, કોઇ પાપી કાર્યો કરવા માટે કદી હાથ ઓરતા નથીજ; પણ પ્રમાણીકપણે જાતી સીવી સાંધી ભોણાઓ બાંધી રાંધી, માસતરણો ઉંચ નીશાળોમાં બની; રકમ–રકમની સ્ત્રી ઉદ્યોગી

ખેતરે હાથે જાતે ગોતી કહાડી, પ્રમાણીકપણે પોતાનું તેમજ ઘર મધે સરવ નાનાં મોટા ભાઈ બહેનોનું આબરૂ દરકારથી પેટ ભરવા જરા શરમાતાં યા, ઓશકાતાં નથી. બચ્ચીત તેવી હીંમત, કુનેહ, ધીરજ, સહન શક્તિ ધરાવનારી બુદ્ધિશાળી બહેનોને મારા જીગરનાં અભીનંદન છે. દરેક કોમનું વાજબી ઇચ્છવું તેમજ ચાહવું છે કે કોમનાં ખરાં ખયરખાહો, ખરા ધરમી સાહેબો અને બાઇઓ, ગરીબાઇ હમેંશગીની દુર કરવા માટે કાંઇ ધરખમ પગલાં, પાંચ પૈસા જાતે હાથે પ્રમાણીકપણેથી કમાય; તેવા સ્ત્રી બરનાં તેમજ મરદ માટે પણ કાંઈ ઉદ્યોગી, આજના જમાના અનુસાર ઉદ્યોગી ખાતાંઓ તેમજ સંસ્થાઓ ઉભા કરી, કોમની નામના ને કીર્તીમાં વધારો કરે. આપણી જાણીતી કો-ઓપરેટીવ બેંક જે ઘણાં આકરા કાયદાઓ ધરાવે છે, તેવા તુરત કહાડી નાંખી વાજબી પુછપરછે ઉદાર ધીરધાર કરી, નાના ઉદ્યોગી કારખાનાઓ, વેપારી દુકાનો, દરેકે દરેક પરટકલ ચીજો માટે, હમદીન નાના નાનાં વેપારીઓ ઉભા કરી; કોમમાંથી આખે હાડકેનાં બનાવટી હમદીન ભીખારી વરગ નાબુદ કરો. ગરીબ ખરા હાજતમંદોને જાતે શોધી કહાડી તેઓની કડવી અરજ સમજી કાંઈ ધરખમ રસ્તો કરી આપો; તોજ તમોએ તમારી ઇન્સાન તરીકેની ફરજ બજાવેલી લેખાશે. આજ બાહારનાં પોકળ ડરેશ લીબાશ પરથી ભુલવું નહી કે કોમ હાલ ચઢતી દશામાં સુખી છે. આજનો કાતીલ હરીફાઇનો જમાનો જોતાં; આજનાં છુટાપણુંનો સંફ્રા જોતાં આપણી નજરે કાંઇ જુદાંજ હમદીને જવાન્યાઓનાં ચીત્રો નજરે પડે છે. મોટી મોટી વાતોનાં ફડાકા ધડાકા મારવા બદલ ધરખમ ધાર્મીક સાદી અસલી બાપદાદાની તાબેદારી સાથ એક છત્ર નીચે, એક થાળીમાંથી, એકસંપીથી, સાદા લેબાશમાં ઉંચ ઉદ્યોગી વેપારી જમાના બરફ્રી બગડેલું હાલનાં વાતાવરણનું ચસકેલું બહેકેલું ઘડીયાળ, ફરી એકવાર તે સોનેરી જમાના માફક ચાલે એવી જીગરની બંદગી જરથોસ્તીઓ કરો, જેમાંજ કોમનો ઉદય છે. ખરૂંની? ખુદા મારી કોમને પોતાની દેખાતી ખરી કંગાળ આરસી તરફ આંખ વીચામણા નહી કરતાં મજબુત હાથે પોતાની ફરજ તરફ નેગાહ નાંખી કાંઇ સાદી પણ ઉદ્યોગી જીગન માટે સદ બુધ્ધી આપો. આમીન.

———

# પારસી (યુનીવરસીટી) કોલેજ.

## સર રતન તાતાની ઉમેદ બર લાવવાની કીંમતી તક.

"જુઠે સુખકો સુખ કહે, માનત હય મનમોહ.
જગત ચવે ના કાલકા, કછુ મુખમેં કછું ગોદ.
જો દેખો સો વિનાશ હી, નામ ધરયા સો જાય.
કબીર અઇસા તત્વ ગ્રહો, જો સદગુરૂ દીયે બતાય."

(કબીર.)

પારસી કોમના એક અઠવાડીક વાજીંત્રે થોડા વખતની વાતપર પોતાની નાનકડી કોમને અતીશય હરખાવનારી ખબર આપી મોટું માન તે પત્ર ખાટી જવા પામ્યું છે. તે ખબર પારસી યુનીવરસીટી (કોલેજ)ને લગતી હતી પણ જેમ હંમેશ પારસી વારતા સમાજ જીવનમાં બને છે તેમ રાતે બોલે ને દીસે ફોક મીસાલ, આ બાબદમાં પણ પારસી આલમને મુરખ બનાવવામાં આવી હતી. હાલ પારસી કોમના કેટલાક જાણીતા જ્ઞાની સુકાનીઓની પોતાની પ્યારી કોમ માટે કાંઇ ધરખમ કેળવણીની યોજનાઓ યોજવા માંડી છે; તેનું શુભ પગઠયું સમજવા પ્રમાણે પારસી અપ-ટુ-ડેટ યુનીવરસીટી (કોલેજ) સ્થાપીને. શરૂઆત કરવાનાં ભણકારા હાલ કાંને પડયા જાય છે. આ મહાન ઉપયોગી યોજનાને કેમ હાથ ધરી પારસી કોમની મ્હોટી ઉમીદ પાર પાડવી, તેનાં યોગ્ય પગલાં માટેનાં વીચારમાં તેવા સુજ્ઞાની સાહેબો હાલ રોકાયલાં છે. સાધારણ શીખેલો ભણેલો હમદીન ભાઈ પણ સમજી શકે કે જ્યાં લગી આવી એક કેળવણીની ધરખમ યોજના ઘડાઇને તઇયાર થાય નહી: ત્યાં લગી બીજા વીધવીધ સાયન્સનાં, વેપારનાં, તેમજ ઉદયોગના ખેતરો રોશનીમાં આવી શકે નહી. પારસી કોમની ખચ્યીત એક લેખે કમનસીબી કેહેવાય કે હાતમદીલ ધરાવનાર સખાસીક નર, **જમશેદજી તાતા,** તેમજ પારસી કોમ માટે જાન સદકે કરનાર તેમનાં ચીરંજીવી **સર રતન તાતા.** પારસી કોમને માથે થોડા વરસો વધુ રહી. આવી નાદર ઉમદા

# કે. વાડયા, હીરાના વેપારી.

**ગ્રાંટરોડ. Tel. Gemart Work.**

કેળવણીની તેમજ વેપારી ઉદયોગી યોજનાઓ પાર પાડયા વગર, મનમાં ને મનમાં લઇ, આ મતલબી ઝમાનાની ફાની દુન્યા છોડી ચાલી ગયા છે. પારસી કોમનો એક રીતે બરગસ્તો દીવસ કહેવાય કે આવા ઉમદા કોમી જીગરો ધરાવનારા મહાન સાહસીક બાપ દીકરા, પારસી કોમને માથે બીજા થોડા વરસો રહયા નહી. ધી ઓનરેબલ મી૦ જસ્ટીસ દીનશાહ મુલ્લાંએ, પારસી કોમને એકાદ ઝાંખો ખ્યાલ આપ્યો હતો કે, મરનાર સર રતન પારસી કોમ માટે, કેવા કેવા જંગી મગરૂર લેવાજોગ કેળવણીનાં કારયો હાથ ધરનાર હતા, પણ કીરતારે પારસી કોમનાં કમનસીબે તેવણના ઉમદા ખ્યાલો પાર પાડવા, યારી આપી નહી. શુક્ર દાદારનાં કે આવી કમનસીબી છતાં હાલ તેવી કોઇ કોઇ કેળવણીની યોજનાઓ ધરખમ પાયાપર મુકવા થોડાંક જાણીતાં હમદીન નરનારીઓ હાલ જાગ્રત થયા છે, ને કોમને માથે જે કેળવણી વીષેનો ચોક્કસ કલંક હતો તે દુર કરવા ઓહેં ચઢાતી જાતી મદદ ભેજા વાટે આપવા બહાર પડયા છે. આ એક ખુશનુંમી વાત કહેવાય. એક પારસી યુનીવરસીટી (કોલેજ) જાહેરમાં આણવા માટે યોગ્ય ધરખમ પૈસાનો ઝરો, હાતીમ દીલનાં જરથોસ્તી શેઠયાઓએ કહાડી આપી, પોતાની કોમી ફરજ પુરી પાડવી જોઇએ.

આ તકે હું ચોકસ લખેશ્રી પારસી શેઠયાઓને જાહેર પોતાની કોમી ફરજ બજાવવા અપીલ કરૂં છું. સર ધનજીભાઈ બહમનજી, નવરોજી બેલ-ગામવાલા, ગોદરેજ બીરાદરો, જહાંગીર પીટીટ, એસ. આર. બહમનજી તેમજ દીનશાહ પીટીટ જેવા લખેશ્રીઓને બે હાથ જોડી નમ્ર વીનંતી કરૂં છું કે હાલનાં વખતે જ્યારે આ રૂડી ચરચા ચાલે છે, તે વેળાએ પોતાના

મુબારક હાથે હાતીમદીલથી લખો જોઇતો યોગ્ય પૈસો એકકે તડાકે કહાડી આપવો ઘટે છે. મહેરબાન માતબર શેઠયાઓ, તમો કરોડો સખાવત પરકામમાં કરો, તેથી કાંઈ પારસી કોમનો શુક્રવાર કદી થનાર નથી. પારસી કોમનો ભવીષ્યનો આધાર ઘણે ભાગે તમો જેવા લખેશ્રી શેઠયાઓપર લટકેલો છે. આજ તમો જેવા કરોડપતી માતબર ભાઇઓ હઝાર રીતે પરકોમમાં પારસી પૈસો પાપડી મીસાલ ફેંકી દયો, તો પછી ભવીષ્યની તમારી હમદીન કોમનું શું? પૈસો એક જગાએ કદી ઠર પડી રહેતો નથી, તો શા માટે જ્યારે તમો માતબર સાહેબો દાદારની મહેરથી હાલ મબલખ પૈસો ધરાવો છો તેનો સદ મારગે રૂડો ઉપયોગ તમારી ગરીબ કોમ પાછળ નથી વાપરતા? કમનસીબે સાફ અહીં જણાવી દઉં તો કેટલાક માતબર શેઠયાઓ, હમદીન કોમ તરફ વીચીત્ર નહી માફ થાય તેવી શુગ ધરાવે છે, જેને લીધે આખી પારસી કોમને છતે પૈસે ટકે આમ વરસો ઉંઘણસીમાં કહાડવા પડે છે. જ્યારે આપણો દરેક જરથોસ્તી શેઠયો પોતાની પ્યારી નાનકડી કોમ માટે જાગ્રત થશે, ત્યારેજ કાંઈ પારસી યુનીવરસીટી (કોલેજ) જેવી યોજનાઓ રોશનીમાં પારસી કોમની ઓલાદના ભલા અરથે બહાર આવશે. પારસી કોમના કમનસીબે લખેશ્રી દીકરાઓની નહી માફ થાય તેવી વીચીત્ર પરકોમ તરફની મોહીનીને લીધે પારસી કોમ શંકાસીલ હાલતમાં હાલ જોવામાં આવે છે, હજારો બલકે લખ્ખો રૂપ્યા ખાણીપીણીમાં, નાચ રંગમાં, સીગારેટ ચીરૂટમાં તેમજ ખેતાઓનાં પુછડાં ધરાવવા પાછળ ફોકટનાં તેઓએ ફેંકી દીધા છે, અને હજી ફેંકે છે.

પારસી યુનીવરસીટી (કોલેજ) જેવી ધરખમ બાબદ, ધરખમ યોગ્ય પૈસાના બળ સાથ શુભ પાયો નંખાવા ભાગ્યશાળી બને; તો બચ્ચીત પારસી કોમનો અસલી દરેક ખેતરનો જાહોજલાલીનો સબકતો સુર્ય ઉદય થયલો, બસ સમજી લેવો.

આ તકે સર રતન તાતાનાં માનમાં કમનસીબે ખોરંબે પડેલા વીચારો તરફ આખી પારસી કોમનું ખાસ લક્ષ ખેંચું છું. આશા છે તે મુજબ ચાલી પૈસાની જરાએ વાણ વિના હંમેશ માટેનું યોગ્ય અપ-ટુ-ડેટ રાહરસમ પ્રગાણે એવું એક કેળવણીનું ઉપયોગી સંસ્થાન, ઉભું કરવા પાછી પાની કરશે નહીં.

(૧) પારસી યુનીવરસીટી (કોલેજ) હાલના જમાનાને અનુસાર વીદેશી અપ-ટુ-ડેટ ઢપપર મોટા પાયાપર સ્થાપવી. (૨) વીદેશી યુનીવરસીટીઓ-માંથી ચુનંદા એક્ષપર્ટ અનુભવી શીક્ષા ગુરૂઓને બોલાવી પારસી કોમના જવાન વરગને દરેક વાટે કેળવવો. (૩) જરમન યુનીવરસીટીનાં ધોરણ મીસાલ કેળવણી આપવી કે જ્યાં, શ્રીમંતોનાં, ને, ગરીબોનાં દીકરાઓ એકજ બાજટપર બેસી, યોગ્ય જ્ઞાન સંપાદન કરે. (૪) ધારમીક કેળવણી સાથ દુન્યવી સમાજજીવન કેળવણીની તાલીમ, સાથે સાથ આપવી. (૫) પારસી હાઈ સ્કુલો, અને માધ્યમીક સ્કુલોમાં વીદેશી સ્કુલોનાં ધોરણપર જમાને બર, તમામ અપ-ટુ-ડેટ ભણવણી આપવી, (૬) ગમે એવા ગરીબ પારસી બાળકને પ્રાથમીક તેમજ માધ્યમીક કેળવણી મુફત, યા, ફરજ્યાત આપવાની ગોઠવણ કરવી. આ, તે મહાન હાતમ દીલ ધરાવનાર, શુરવીર, ઇંચે-ઇંચિ જરથોસ્તી બચ્ચો, પોતાની પ્યારી નાનકડી કોમ માટે પેલી મીનોઇ જહાનમાંથી પણ ગેબી અવાજ બાહર પાડવા, પોતાની કોમી ખાકી ફરજ ભુલ્યો નથી. મરહુમના હાતીમ શાદ ઉમદા રૂ્ને હઝારો હઝાર પારસી કોમનાં ખરા અંતઃકરણના આશીષો ઉતરો.

જ્યારે હીંદુ અને મોહમેદન બંધુઓએ પોતપોતાની કો્ કોલેજ બનારસ અને અલીગઢમાં ઉભી કરી, ચુનંદા શીખેલા ભણેલાં જવાનો કયારના બાહાર પણ પાડી, પોતાની ઓલાદને તેનાં મીઠાં ફળો ચાખતાં કીધાં છે; ત્યારે પારસી જેવી શીખેલી ભણેલીમાં ખપતી અને બાપીકા કાર્યોપર નાહકની અગરૂર રહેલી કોમ, હજી તેવી ધન્ખમ કેળવણીનું સંસ્થાનનું મીઠું બી

પણ જમીનમાં દાટવા ભાગ્યશાળી બની નથી. એ એક ખચ્ચીત પારસી આલ-મની કમનસીબી કહેવાય. ખરૂંની? બહોળી દ્રષ્ટી ધરાવનાર સર રતનની મનમાં રહેલી નેક ઉમીદ જો પારસી કોમમાં જનમ પામે, તો ખચ્ચીત હાલની તેમજ આવતી ઔલાદનું ભવીષ્ય કુદરતી પોતાની મેળે ગોયા ફેરવાઇ જવા પામે. ખાત્રીપુરવક જાણવા મીસાલ, મરહુમ સર રતન, એક ચેરીટી ત્રસ્ટ ફંડ, કોમ ભલા કાર્યો આરંભવા કાજે આગેવાન દરજ્જો ધરાવનારા શીખેલા ભણેલા જરથોસ્તી સાહેબોના હાથમાં મેલી ગયા છે; તેઓ સાહેબો આ ટકે બહાર પડે તો હું નહી ધારતો કે હવે પછી કોઇ પણ લખેશ્રી જરથોસ્તી જે પોતાને જરથોસ્તી કહેવડાવવામાં મગરૂરી ધરાવે ને જે જર-થોસ્તી ક્યાંની માદર વતનનું લોહી દીલમાં ધરાવતો હોય, તે આવા એક પારસી યુનીવરસીટી (કોલેજ) કાર્યમાં. પોતાના બાપીકા મબલખ પૈસાની પાછી પાની કરે!

દર જરથોસ્તી નવા સાલે, મગરૂરી સાથ, પરકોમમાં, લખોની સખા-વતની લંબાણ ટીપ આપવામાં આવે છે, તેને બદલે આપણે આશા રાખીશું કે, હવે પછી, પોતાની પ્યારી કોમની ગંભીર ફરજ અદા પહેલે કરવાનું તેવા કરોડપતી સાહેબો, હવે ભુલશે નહી. પારસી જવાન વરગ કેવું સાહ-સીક વેપારી ભેજું ધરાવે છે, તે દૈનીક વેપારી કજીયાઓપરથી સ્પષ્ટ આપણને જણાઇ આવે છે. તેવા નાદાન જવાન ભાઇઓને યોગ્ય યુરોપ અમેરીકા મીસાલ અપ-ટુ-ડેટ વેપારી તાલીમ આપી હોય, તો એકેએક જરથોસ્તી, ખુદાની મહેરથી પોતાની લાઇનમાં અજબ કમાલ કરવા માંડે, કારણ તે ખુદાની મહેરથી અજબ છુપું વેપારી ભેજું ધરાવે છે. આજ કેટલાક શાપુરજી સકલાટવાલા જેવા જવાન કોમી દીકરાઓ, જેઓને કોમ નજીવા પગારે તેઓ પાસથી દમ લેતી હતી, તેજ સાહસીક ભેંજાઓ, યુરોપ અમેરીકા જેવા આગળ વધેલા દેશોમાં અજબ અદભુત ભેંજા કાર્યો, મોહટા પગારે કરતા જોવામાં આવે છે. એ શું હમદીન કોમને બતાવે છે કે, જો પારસી જવાન ટોળાંને યોગ્ય કેળવણીની ધરખમ તાલીમ આપી હોય

તો ખચ્ચીત તેઓ પોતાની લાઇનિમાં કમાલ કરવા ભાગ્યશાળી બને, પ્રભુ આપણા લખેશ્રી લેખાતા માતબરોને, પોતાની કોમ પાછલ ઉભા રહેવાની સદ, નેક બુધ્ધી આપેઃ ને ભવિષ્યમાં તેઓ પોતાનો રૂડો પૈસો, કોમના વીધ વીધ કેળવણીના ખેતરો પાછળ રેડવા, કોમી જરથોસ્તી દીલ બતલાવે. ટુંકમાં કબીરમાં કહે તેમ "હમ કછુ પક્ષપાત નહી રાખી, સબ જીવન કે હીતકી ભાખી મીસાલ, સાદા મનથી, ને પ્રમાણીક હૃદયે કોમ ભલા અરથે જાણવા જોગ બાબદ પર મેં રોશની ફેંકી છે.

"કાલ કરે સો આજ કર, આજ કરેસો અબ, અવસર બીતો જાય ફીર કરો ગે કબ." (કબીર.)



# પરકોમી મહાત્માઓ અને પારસી કોમ.

——:(૦):——

## એક ગંભીર ચેતવણી.

આજની પારસી કોમ, ખાસ કરી તેનો મધ્યમ વર્ગ તદન મોજીલો, ઉડાઉ નફ્ફરો, મુફલેસીની ચકકીમાં પીસાવા છતાં કમઅંદેશ દીનપર દીન, થતો જાય છે. કોમમાં રકમ રકમનાં ગંભીર સવાલો પડેલા છતાં, કોનસરટો ને પારટીઓ, મેળાવડાઓ પાછલની મોહીની તે નાદાન વર્ગ છોડી શકતો નથી, એ ખચ્ચીત કોમનાં ભવિષ્ય કાર્ય માટે, ખેદકારક બીના હું લેખું છું. ભલા ભલા નામવર ગોરા ગવરનર સરીખા સાહેબો, પારસી કોમને ગમે એવી ગીલી લગાડે તેથી કાંઈ જરથોસ્તી કોમનો દરજ્જો ઉંચ ચઢનાર નથી, પણ કોમમાં, આજ તેનો ગરીબ ને મધ્યમ ઔર લાયા, ઔર ખાયા વર્ગ, પૈસે ટકે, જગાની તંગાસ માટે, લાયક કેળવણી માટે અને સંસાર સમાજીક સુખ દુ:ખ વેળાએ મહોતાજમંદ છે. તેમજ પોતાના અસલ બાપીકા ધરમ તરફ બેદરકાર બનતો જાય છે. પારસી અકાબરો, દાવરો, દસ્તુરો અથોરનાનો, શેઠયાઓ તેમજ જંગલી ઘાસ માફક દેખાદેખીમાં ઉભી થયલી મંડળીઓને આજ શું કહેવું છે? શું તેવા સાહેબો ને મંડળીઓની ફરજ નથી, કે ઘટતે ઠેકાણે પોતાનાં પ્રતીનીધીઓ મોકલી, કોમી બંધારણ માટે શુભ પગલાં ભરવાં બહાર પડે!

આજ, હું ફક્ત એ બોલ પારસી કોમમાં ઉભાહ જતા મહાન અવતારો, પેગમબરો, મહાત્માઓનાં બાબમાં બોલીશ. હાલનો મધ્યમ, તેમજ ગરીબ વર્ગ ભેજાંએ એટલો ઘસેલો બની ગીયો છે કે જે કાંઇ નવા પેગમ્બરોને નવા મહાન અવતારો માટે ગપ્પા ઉરાડવામાં આવશે, તેની જાતે સચ્ચાઇની તપાસ કર્યા વિના, યાહોમ, બધાં ચકાસેલા વિચારો ગ્રહણ કરી દેશે. તે વર્ગમાં એકદમ શ્રીમંત પૈસાદાર થવાનો પહેલો લોભ, તેવાઓ ધરાવે છે, તે વર્ગ તદન અજ્ઞાન, અભણ કમ બુધ્ધીનો, ને ઘણું કરી, ઘર બહારનો, યા, સંસાર સમાજમાં કોઇ, યા, બીજી રીતે હાડમાર થયલો હોય છે. આવો

કમઅંદેશ, બેવકુફ. નાદાન વર્ગ પોતાના બાપીકા ધરમ તરફ સાવ નફકરો બનતો જાય છે; તે એટલાં લગી કે, નવા ઉગી નીકળેલા પરકોમી મહાતમાઓનાં કહેવાતા સાદા સુખી થવાનાં રસ્તાઓ, તેઓની મીઠી ઝબાન લીધે ગ્રહણ કરી બેવકુફ બની, તે વર્ગ નામનો જરથોસ્તી રહે છે.

આજનાં લેખાતાં મહાતમાઓ, નવા અવતારો તેમજ પેગામબરી દાવા રજુ કરનારા સાહેબો ભણેલા, શીખેલા, કેળવાયલા, પાકટ બુધ્ધીના ને ઘડાયલા વર્ગને પોતાનું સંગીન પેગામબરી દાવાઓનું વાજબીપણું દેખાડવા તદ્દન અશક્ત જણાયા છે; ત્યારે એજ સાહેબો ગરીબ અભણ વર્ગને પોતાની ઝબાનથી બેવકુફ બનાવવા જરા શરમાતા નથી. એ, ખચ્ચીત, આ વીશમી સદીનો એક મોજેજો હું લેખું છું. ના એટલુંજ નહી, પણ જરથોસ્તી જેવી કોમ સાવ ચુપ બેસી આવાં ધરમ સાથ ચેડાં થવા દે, એ શું તેઓના હાથ મજબુત કરવા બરાબર નથી? હીંદુ, મોહમેદન તેમજ અંગ્રેજી કોમમાં ધરમને લગતું સાહીત્ય અતીશય પાણીને મુલે મલી શકે છે દરેક હીંદુ, મુસ્લીમ કે ગોરો, પોતાનાં ધરમ વીશે, પુર માહીતગાર બનવા ભાગ્યશાળી થાય છે. દરેક ધરમને લગતી બાબદો તેવો વરગ અતીશય સસ્તામાં, મેળવી તે ઇનશાન પોતાંના ધારમીક જ્ઞાનનો ખોરાક વધુ ને, વધુ સદા મેળવતો રહે છે. જ્યારે જરથોસ્તી જેવી મગરૂર કેળવાયલી કોમમાં, સસ્તુ ધારમીક સાહિત્ય જેવું કાંઇજ મલે નહી. અવસ્તા સ્કોલરોની જરથોસ્તી ધારમીક સાહિત્યની કોપીઓ કમનસીબે પાંચ રૂપીઆની હેઠળ કદી મલે નહી; તો કહો, કે ધારમીક બાબદોમાં મધ્યમ વરગ જે કોમનો કાંઠો લેખાય છે, તેવો વરગ પોતાની સાવ મુફલેશીને લીધે આવાં ઉંચ અવસ્તા સાહિત્યથી બેનસીબ રહે એમાં વાંક કોનો? શું જશન કમીટી, અથોરનાન મંડળી કે ઇરાન લીગ, તેમજ બીજા, પારસી મંડળોની ધારમીક ફરજ નથી, કે પોતાનાં લાગવગથી જોઇતો પૈસો એકઠો કરી, બાઇબલ સોસાયટીના ધોરણ અનુસાર પોતાની કોમના ભલા માટે સસ્તુ અવસ્તા સાહિત્ય બાહેર પાડે જેથી પોતાનાં બાપીકા ધરમમાં કેવો ઉંચ સુખી થવાનો ખજાનો ભરેલો છે, તે તેઓ સમજવ નસીબવાન બને! જાત જાતનાં ઢીંગાણાં, કોનસરટો, પારટીઓ, મેળાવડાઓ, તેમજ ખોટા ખાવા પીવાનો ને નાટક સીનેમા જોવાનો ચડસ મજબુતીથી

દાબી દેવો જોઇએ. કોમમાં ડોળા કાહડતાં ગંભીર સવાલો, જેવા કે ઘરવાલાઓનો ચાલતો જુલમ, વાજબી લાયક કેળવણીનો હક્ક, ડાકટરોનો ગરીબો-પર ફીનો ચાલુ જુલમ, કાતીલ બેરોજગારી, વધ્યા ઉંદર હારોહાર માફક ઉભાઇ જતાં ને ચોખા માથે પડતા ગરીબ ગ્રેજ્યુએટો, બાળ મરણો તેમજ સંસારીક બદીઓ; એ સરવે સવાલો શું કોમ માટે વીચારવા જોગ નથી કે હજી આપણે સ્કાઉટ કોનસરટો, સર્વાંગી મેળાવડાઓ અને જશનો પાછળ નાહક વખત મહેનત, ને પૈસાની ધુળધાણી કરીએ? જુવો સમજો એક વેળા કહેવાતા મહાત્માજીના એક ચેલા સાથ મેલાપ થયો. ભાઇ ધરમ ને પહેરવાસે જરથોસ્તી છતાં; છતી નોકરી ચાકરીને, તેમજ માત-પીતા વહાલાંઓને ઠોકરે મારી, પોતાનામાં કાંઇ મહાન ,આત્મીક બળ પોતેજ હાથે પીછાણી, મજકુર મહાત્માજીનાં મડમાં ભરાયા. ભાઇને બીજા જરથોસ્તી સાહેબોનાં દેખતા જરથોસ્તી કોમ ધરમ માટે સવાલો પુછવામાં આવ્યા જે ઉપરથી જણાયું કે, હમોએ અવસ્તા લઇ ભણવાનું, આતશ બહેરામ જવાનું પેગામબર જરથુસ્તને પેગમબર તરીકે માનવાનું સરવ છોડી દીધું છે. હમો હવે કસ્તી ભાગ્યેજ કરે છીએ. હમુને પુર શ્રધ્ધા, એ શ્રી મહાત્માજીમાં છે કે, જરૂર હમો જેવાને ઉંચ દરજ્જે જાતી આત્મીક બળથી મેળવીજ આપશે. ના, એટલુંજ નહી; પણ એ સાહેબમાં એવું બળ છે કે ગોયા "નસીબ"ને પણ ફેરવી શકે. કેમ, કાંઇ ધ્યાનમાં ઉતરે છે કે, મહેરબાનો? આમ અંધ શ્રધ્ધા ને ભેજું ચકાસી જવાનું કારણ શું? હઝારો ને લખો ઇનસાનો પોતાના જાતી ખમાંનાં બળથી ઘેર ગાડું હાંકે છે; તો આવા સાહેબો, કાં નહી ખુદાપર સબુરી ધરી, પોતાનાં કરમને નમીને ચાલે? જ્યાં ભેજું નહી, જ્યાં જાતી હુશીયારી અક્કલ નહીં, છતાં શા માટે તેવા વરગને શ્રીમતાન તેમજ તદન જાવેદાન સદા સુખી જીંદગીજ ભાવે છે? કદી આમ મેળવી આપેલું સાંભળ્યું છે? ત્યારે શા માટે આવા ગરીબ, અભણ નાદાન વરગને, સાવ મુરખ બનાવવામાં આવે છે? જશન કમીટી યા અથોરનાન અને બીજા મંડળો કાં નહીં એક સંપે ઉઠી, આવા ગરીબોને વખતસર બચાવી લેતા? શું એવા ભગતોનું પોલમ પોલ ઉઘાડું પાડવા, જરથોસ્તી કોમમાં કોઇ વીર નર નહીંજ મળે કે? મારે સ્પષ્ટ જણાવવું જોઇએ કે હાલની પારસી કોમ સાવ સ્વાર્થી;

કુસંપી, ને ઢોંગી દીન ઉગતે થતી જાય છે. કોમની, ધરમની, તેમજ ઔલાદની ખરી જીગરની દાઝ તો આજનાં આપણાં શ્રીમંત શેઠયાઓ, જેઓ મોટા મોટા ખેતાબો માટે જાતી પૈસા ફેંકી દે છે, તેઓને ટચાકડીભાર પણ છેજ નહી. તેઓને આ ઉપર ગોર કરવાની દરકાર નથીજ. કહેતી છે કે બધું જે ઝળકે ને ચળકે તે સોનું નાજ કહેવાય, તેમ ઉપર ટપકેની ખાલી ફેશનની ફીશીયારીની ધુંન્મમાં પડેલી પારસી કોમ માટે પણ ભાઇઓ આમજ સમજી લેવું. પારસી કોમનાં ઘણાં નાદાન વાર્જાઓ સાવ આમજ મગજે બેમગજ બની, સસ્તામાં ઝટ સુખ મેળવવાના પછાડામાં આમજ નોકરી, ચાકરીથી તેમજ ઘરબારથી તારાજ થયલાં પડેલાં છે. પરકોમી મહાત્માઓની મોહીનીમાં ચકાસેલા મુરખ પારસીઓ પોતાના બાપીકા ધર્મના પાટાપરથી ઉતરી પડે છે. આવા નાદાન, બેવકુફ, ઉછાછળાં અજ્ઞાન જરથોસ્તી જવાન્યાંઓને પરકોમી મહાત્માઓની અજબ મોહીની લાગે છે. જો, તેવો અભણ જરથોસ્તી વરગ, પોતાનાં અસલ બાપીકા ધરમ માટે "સસ્તા અવસ્તા સાહીત્ય" મારફતે, પુરા વાકેફ હતે; કે પોતાનાં ધરમમાં પણ ખુદ અખુટ સુખી થવાનો ખજાનો પડેલો છે; તો કદી તેવો વરગ કમનસીબે, મગજે બે મગજ થવા પામે નહી. છેલ્લે જેમ બને છે તેમ તેવાઓનો ધોબીનાં કુતરા જેવો હાલ, થવા પામે નહી. વળી વધુ તો કમનસીબી, કોમ માટે આ છે કે, એરવદ સરખા સાહેબો પોતાના ધરમમાંથી આત્મીક જ્ઞાન શોધી બતાવવા બદલ, પરકોમી ઢોંગી આપ મતલબ્યા ભગતો; જેઓ હાથીનાં દાંતો મીસાલ કાર્યો કરે છે; તેઓને ભવિષ્ય કાળમાં શું બનશે તેના કાંઇ અગમબુધ્ધીથી વિચારો લાવ્યા વિના; સાતમે આસમાને ચઢાવવા જેવી મુર્ખાઇ કરવા અચકાતા નથી. એ કોમ માટે કેટલું ખેજાલત ભરેલું? હું વધું કડવું લખવા માંગતો નથીઃ પણ સરવ પારસી બસ્તે કુસ્તીઆનોને ગંભીર અરજ કરૂં છું કે પોતે પોતાની કાયનાત માફક પોતાના લાગવગે યા મંડળો મારફતે; ગામેગામ જ્યાં જ્યાં આવા ભગતો હોય ત્યાં પ્રતીનીધીઓ મોકલી આવા ભગતોનાં પોકળો ઉઘાડાં પાડવા અને નાદાન, મધ્યમ વરગનાં જરથોસ્તી જવાન્યાંઓને, વખતસર બચાવી લેવાનું, પુણ્ય હાંસલ કરવું. જશન કમીટી આ બાબદ કાં નહી ઉપાડે?

---

# ભાશણ અને ભાશણકાર.

એક ભાશણકાર પોતાના સૂભાષિત અને છટાંદાર વાણીથી સાંભળનારાઓને પોતાની તરફ ઘસડે છે. ગમે એવા અચ્ચા સહીત ટીકાઓ જ્યારે સામી પારટી માટે જો તે છટાંદાર રીતે બહાર પાડે છે, ત્યારે લોકોના તે બાબદના વીચારની વલણ પેલા સૂભાષિત ભાશણકાર તરફ દોડે છે. એક સારો ભાશણ-કાર સાંભળનારાઓનાં મગજપર પોતાના આચાર વીચાર સારી રીતે ઠસાવ-વામાં, તેમજ તેઓના ભેજાંપર ઠસી ગયલાં વીચાર કહાડી નાંખવામાં તે મોટે ભાગે તે પોતાની સુભાષિત વાણીથી તેમ કરવામાં ફતેહ પામે છે. લોકોના મગજપર પોતાની સુભાષિત વાણીથી સારો છાપ બેસાડવો ; એ, એક ભાશણ કર્તાની મોટી ખુબી છે, જે જવલ્લેજ આપણને જણાય છે. ખરો ભાશણકાર તે એ કે જે, કોઇ પણ બાબદ હાથ ધરી પોતાની સુભાષિત વાણીથી સાંભળ-નારાઓને અજાયબીમાં ગરકાવ કરી નાંખે. આ બે મુખ્ય ગુણો જવલેજ આપણને એક સુભાષિત ભાશણકર્તામાં જોઇયે છીએ. એક છટાંદાર ભાશણકાર બહોળા વાંચનનો શોખીન હોવો જોઇયે, તે પોતાની વાણીમાં ચોકસ તે બાબદને લગતા શબ્દો વાપરવામાં હુશીયાર અને ચાલાક હોવો જોઇયે. જે ભાષામાં તે ભાશણ આપનાર હોય તે ભાષામાં કુશળ હોવો જોઇયે. જ્યારે એક ભાશણકારનો અવાજ લોકોના કાનપર બરાબર રીતે પાડવામાં જો ફતેહ ન મેળવે તો તે બીચારો કોઈ પણ વખત પોતાની ધારણા પાર પાડી શકે નહીં. મહાન ભાશણ કર્તાઓ હમેશ સુભાષિત વાણીથી, સાંભળનારાઓને સમજ પડે તેવા શબ્દો વાપરી ખુલ્લા બોલોમાં, જે પણ પોતાના વીચાર દર્શાવવા હોય તે દર્શાવી, સાંભળનારાઓના જીગરોમાં હમેશ માટે જગા કરી બેસે છે. એક ભાશણ કર્તા હીંમતવાન, પોતાના મન ઉપર સાબુત કાબુ ધરાવનાર, ખુલ્લા મનનો તેમજ દુલ્લા દીલનો, બહોલો વાંચકકાર, પોતાનો અવાજ દુર વેર ફેંકી શકે, લોકોના મન પોતાની શુભાષિત વાણીથી એક લોહચુમબક માફક કલાકો વેર ખેંચી શકે, એવા છટાંદાર ભાશણ કર્તાઓ દુન્યામાં, હાથના આંગળાપર ગણાય તેટલા છે. એક ભાશણકાર છટાંદાર બોલનાર તરીકે વીખ્યાતી મેળવે

છે; જ્યારે બીજો પોતાના હશમુખા સ્વભાવથી લોકોને પેટ પકડી હસાવી, મજાહ તેમજ ગમત આપી લોકોના દીલ પોતાની તરફ ખેંચવામાં નામના મેળવે છે. જ્યારે ત્રીજો, નાટકરૂપી હાથો અફાડી પોતાના સાંભળનારોના દીલમાં પોતા માટેની પ્રેમની લાગણી ઉતપન કરે છે. એક સારા ભાશણકારને કુદરતી કવીઓ માફક, છટાદાર બોલવાની બક્ષેશ હોય છે, જે આપણે મહાન ભાશણ કર્તાઓમાં જોઇયે છીયે.

લોર્ડ કરાઇસ્ટની આ દુન્યામાં રોશની આવવા અગાઉ ગ્રીકદેશમાં મહાન પ્રખ્યાત ભાશણકાર ડીમોસ થીનીસ અને રોમદેશનો જગ પ્રસિદ્ધ સીસરો સીવાય કોઇએ પણ એ બાબદમાં નામના નહીં મેળવી હતી; જ્યારે હિન્દુસ્તાનમાં વોર્ન હેસ્ટીંગના પગલા સામે પ્રજાને ફરજ પડી ત્યારે; જ્યારે અમેરીકામાં છુટાપણું બક્ષવા માટે લડત ચાલી ત્યારે; અને જ્યારે ફ્રેન્ચદેશની પ્રજા ઉમરાવોના જુલમાટથી કંટાળી ગઇ, ત્યારે વિલાયતની પ્રજાએ તેમજ યુરપે, ખુણે ખુણેથી મહાન ભાશણકારો પેદા કરવા માંડયા. દુન્યામાં જ્યારે એવા મહાન બનાવો થાય છે, ત્યારે આપણે ઘણા છટાદાર ભાશણકારો મલી આવે છે. મહાન રાજદવારી વીલીયમ પીટ, અરલ ઓફ ચેથમે પોતાના જાતભાઇઓ માટે છુટાપણું બક્ષવા, તેમજ લડાઇથી નીરાળા રહેવા માટે પોતે જાતે સીક છતાં, જે પારલામેંટમાં આવી, પોતાની શુભાષિત વાણીથી જે ધુજારો ચલાવ્યો હતો, તે હમેશ વીલાયતની પ્રજા માટે એક યાદગાર ઘડી રહી ગઇ છે. વાતચીતમાં સામી પક્ષના મન હરી લેવામાં ચાર્લસ ફોકસે નામના મેળવી હતી. એડમન બરકે, રાજદવારી બાબત વીશે તકરાર, ઉંડાણમાં ઉતરવામાં નામના મેળવી હતી. લોકોપર કવીતારૂપી લાઠીઓ લખી તેમાં તેઓની ઝાટકણી કાઢવામાં, મહાન નાટકકાર શેરીડનને કોઇ પુગે નહીં. ડીસરાઇલીએ રાણીમાતા વીકટોરીયાના વખતમાં પારલામેંટમાં ઉમરાવોના જગરોમાં ઉંડાણ વેર ચમટા તોડવામાં, યાને સખત રીતે તેઓની ઝાટકણી કાઢવામાં ઠીક પાર્ટ ભજવ્યો હતો. જ્યારે આ ભેજાં ફાટેલ માણસ પહેલ વહેલો બોલવા ઉઠયો, ત્યારે પારલામેંટના ચારે ખુણામાંથી હીસ આઉટના પોકારો પંઠરાઇ રહ્યા. "આજે તો તમો નામદારોએ મને હીસ આઉટ કીધો છે, પણ એક દીવસ એવો આવશે, કે મને સમજવાની, ગોયા તમો નામદારોને ફરજ પડશે."

આટલું બોલી, તે પારલામેંટનો હોલ ગુપચુપ છોડી ગયો.

ખચીત, તે અગત્તાવાર દીવસ આખરે આવ્યો, જ્યારે હીસ આઉટ કરનારાઓ તેની બોલવાની છટાથી છક થઈ ગયા. જોન બ્રાઈટ જેવા મહાન પ્રખ્યાત ભાશણકાર હજુર જગતે પેદા કીધો નથી. તે મહાન નરે હીન્દ માટે જે લડતો ચલાવી હતી, તેના કામો ખરેખર દરેક હીન્દના બેટાઓના જીગરમાં જાવેદાન કોતરાઈ રહેશે. જોન બ્રાઈટની બોલવાની તેમજ લખવાની ઢબ, નકલ કરવા લાયક છે. મહાન નર ગલેડસ્તન ગમે એવી નાની કુચો થઇ ગયલી બાબદો પણ રસ ગળે ને કટકા પડે તેવી ઢબે દર્શાવવામાં જાણીતા થયા હતા. હાલ મી૰ એસકવીથ ન્યાય શાસ્ત્રથી લડતો ચલાવવામાં અને લોઈડ જીયોરજ લોકોને મીઠા મીઠા શબ્દોમાં ધીરજ આપવામાં પ્રખ્યાત થયા છે. લોર્ડ રોસબરીએ પોતાના ભાશણમાં ચોકસ વીશેષણો વાપરવામાં ફતેહ પૂરવાર કીધી છે. લેર્ડ હફસેસીલ વાદવીવાદમાં ઉંડાણમાં ઉતરવામાં બાહોશ થયો છે. અમેરીકાના જાણીતા થયલા બાહોશ રાજદવારી મી૰ થીઓદોર રૂઝવેલટ અને ફ્રાનસ દેશના મહાન નર બરાએન્ડે મહાન ભાષણ કર્તાઓ તરીકે જાબજા તારીફ મેળવી છે. હીન્દમાં લાલ મોહન ઘોસ જે જોન બ્રાઈટનો ચેલો હતો, તે એક અચ્છો ભાષણકાર તરીકે પ્રસિદ્ધ થયો છે. દીસરાએલી માફક, સર ફીરોઝશાહ મહેતા કોઈનો પણ સરોપરો રાખ્યા વગર સાફ દીલે સીંહ માફક ગર્જના કરવામાં હમેશા લોકોના ભલા માટે બહાર પડતા હતા. બેસન્ટ અને સરોજની નાઈડુના ભાષણો સમજવા લોકો હમેશા આતુર હોય છે. મી૰ માલવ્યા મધુર અવાજ માટે જાણીતા થયલા છે. સર નારાયણ ચદાવરકર અને સર દીનશાવ વાચ્છા જેવા નરો લોકો તરફથી લડતો ચલાવવામાં મશહુર થયા છે. બધા હીન્દના ભાષણકરોમાં મી૰ બેનરજી પહેલી જગા લે છે. આ મહાન જગ પ્રસિદ્ધ નર, પીટની માફક ગર્જના કરવામાં, ફોકસની માફક ઝડપમાં વાદવીવાદ કરવામાં, અને શેરીડનની માફક ઝાટકણી કાઢવામાં બહુ મશહુર અને ચાલાક બીજો કોઈ નથી. (હાલ શાપુર સકલાટ અને તેમણી બેટીને, વેલાતવાસીઓ, તેમની બાહદુરી અને વાકતા ચાતુરી જોઇ; દાંતમાં આંગળાં પકડે છે કે, હીન્દમાં પણ આવા શું ભાશણકર્તાઓ પડેલા છે?)

---

# ટેકનીકલ તેમજ વેપારી કેળવણી અને પારસી કોમ.

કલકત્તા ખાતે જમશેદી નવરોઝ ટાંકણે પ્રોફેસર તારાપોરનું પારસી કોમ ઉપરનું ભાશણ ખચ્ચીત ધડારૂપી મનન કરવાજોગ વીષયોથી ભરપુર હતું. આવી ઢપનાં ભાશણો વારંવાર તક મલતા જવાન હમદીન વીદયાર્થીઓ આગળ અપાવાં ઘટે છે. કેળવણીનાં કાર્યમાં "ચારીત્ર" એક ઇન્શાન તેની આખી કોમમાં કેવો ભાગ સમાજ જીંદગીમાં ભજવે છે; તેનો નમુનેદાર ચીતાર ઘણીજ અંલાકારીક રીતે કલકત્તાના હમદીનોનાં કાનપર નાંખવા માટે આપણે ખચ્ચીત શાબાશી એ ભાઇને આપીશું, જેઓ હાલ મુંબઇની કામા અથોરનાન સ્કુલનાં પ્રીનસીપાલ થવા ભાગ્યવંત થયાં છે. પારસી કેળવણીમાં કયાં ટરૂટી, યા ખામી છે તે સ્પષ્ટ ભાષામાં દેખાડી આપ્યું છે. ખચ્ચીત, આપણે હમદીન પ્રોફેસરના વીચાર સાથ મલતાં થઇશું કે, પારસી કામમાં આદરશ, યા "આઇડીયલ" જેવી ઉંચ જીજ્ઞાસાની કોતાહી છે. એક ગબડતા પથરા જેવી પારસી કોમની, કેળવણીની બાબદમાં હાલત ખુલ્લે ખુલ્લી જણાય છે. આપણા ધર્મગુરૂઓ, આપણી કોમના થાંભલા જેવા લેખાતા મોબેદોને, ખાસ ધાર્મિક તેમજ દુન્યાદારીનું સમાજીક શીક્ષણ કેટલું અગત્યનું છે તે તરફ કોમનો કાન બરાબર ચીમટયો છે. હમદીન શેઠયાઓના કાન ખોલવા છતાં હજી તેવા યોગ્ય જરૂરી ફેરફારો કરવાનું, પારસી શેઠયાઓને સુઝતું નથી, એ કેવી શરમીંદગી પારસી જેવી કોમ માટે ગણાય? હાલ નીચલી બે બાબદો તરફ કોમનાં શેઠયાઓનું ખાસ કરી શ્રીમંત શેઠ બહેરામજી જીજીભાઇ અને બહેરામજી ગામડયાનું ખાસ લક્ષ પારસી કોમનાં જવાન હમદીનોનાં ભલા કાજે ખેંચું છું. જે ઉપર આશા છે કે આપણી પારસી ફેડરલ કાઉન્સોલનાં પોના સમાન લેખાતા હમદીન ભાઇ રતનશાહ દાદાચાંદજી જેવા શેઠયા જાતે પણ ઘટતું કરવા ચુકશે નહી. હાલ સમજવા પ્રમાણે ખાનદેશ જીલ્લાની એક સ્કુલમાં વાયરલેસને લગતું સાયન્ટીફીક ઉંચ જ્ઞાન, ખાસ વીધાર્થીઓને આપવામાં આવનાર છે. આ

કાર્ય માટે જોઇતી ત્રણ ચાર હઝારની રકમ દૈવયોગે મલવા પણ પામી છે. ખચ્ચીત, પારસી કોમનાં જવાન, ખડતલ, દરેક વાટે, જાતી ચાલાકી દેખાડનાર જવાનોને, સાયનટીફીક ઉંચ જ્ઞાનની આવીજ. બસ આવીજ, કેળવણીની અતીષય જરૂર છે. ભવિષ્યમાં રોજી રઝકનો ટુકડો પણ મેળવી આપે, તેવા સાયનટીફીક, ને ટેકનીકલ જ્ઞાન માટેના, દરેક આપણી હમદીન નિશાળોમાં ય ત્રોની ખચ્ચીત આજના હરીફાઇના જમાનામાં પહેલી જરૂર છે. સરકાર માબાપ કે બહુ તીસમારખી હમદીન સાહેબોના પગપાણી કરવા બદલ, યથાશક્તી મુજબ દરેક હમદીન સ્કુલના પ્રીન્સીપલોએ કેળવણીના કામમાં ઘટતો ફેરફાર કરવા બહાર પડવું જોઇએ. બીજું હાલ આપણી સરકાર માબાપે "ગવરનમેંટ કમરશીયલ એન્ડ કલેરીકલ સરટીફીકેટ એકઝામીનેશન"નો નવો વર્ગ ખોલી કેળવણીની રૂઢીમાં નવોજ યુગ પેદા કીધો છે. આ એક ખચ્ચીત સર્વ કોમના જવાનો માટે ખુલ્લી હરીફાઇ સાથનું આવકાર દાયક પગલું હું લેખું છું. જે જવાન સાહેબોની મગજ શક્તીથી ઉંચું અંગ્રેજી જ્ઞાન સંપાદન નહીં થઇ શકે તેવા જવાન સાહેબો માટે આ દુન્યાદારીની ઓફીસને બરનું વેપારી જ્ઞાન ખચીત પ્રસંગોપાત થઇ પડશે. અહીં યોગ્ય, વાજબી, વેપારી કેળવણી સાથ આપણો ગરીબ જવાન વર્ગ પોતાના પગપર ઉભો રહી, સ્વતંત્રપણે રોજીની રોટલી પેદા કરી શકશે. આ વેપારી વરગોનો જેટલો લાહવો આપણા જવાનયાઓ લેશે, તેટલો ફાયદો તેઓ પોતાની કોમને કરી આપશે; જેથી હાલ જે બેકારીપણું અયાશીપણું, તેમજ ભીખારોપણું, જોવામાં આવે છે; તે થોડા વરસો બાદ આપણે કદી જોશું નહીંજે. પારસી કોમના પ્રીનસીપલો તેમજ શીક્ષકોએ, આ બાબદના અતી જાતી ફાયદા તરફ પારસી જવાનયાઓનું ખાસ લક્ષ ખેંચવું ઘટે છે. જ્યાં લગી હમદીન પ્રીનસીપલ સાહેબો જાતી વીચાર ને પઇસા તરફનો આપમતલબ યા સ્વાર્થ છોડી દઇ, પોતાની કોમની દાઝ હઇડે ધરી હમદીન શ્રીમંત સાહેબોને આવી ટેકનીકલ કેળવણી તરફની જરૂરીયાતો જાતે દેખાડે નહીં; ત્યાં લગી ગમે એવા અમ્રલેખો, યા તમતમતા ભાશણોથી કોઇ કાળે પણ

આવા શ્રીમંત સાહેબોના દીલ પોતાની કોમ માટે પીગલનાર નથી. ઇટેલીયન કવી દાનટેને, જે મીસાલ મીનોઇ ફ્રેસ્તો હાથ પકડી, બધા દોઝખો દેખાડી લાગ્યો, તે મીસાલ આપણા શ્રીમંત શેઠયાઓ તેમજ બાઇઓનાં હાથ પકડી, પારસી કોમની કેળવણી બાબદની સ્થીતી હાલ કેવી કંગાલ છે; જવાન વર્ગ રોટી માટે કેમ મચ્છી માફક તફડે છે, તેમજ આજનાં ઘરભાડાંનાં તંગીનાં વખતમાં યોગ્ય હવા પાણી વીનાં અંધકારમાં મોંઘે દામે કેમ સખડી જીવન ગાળે છે; તે સર્વ કંગાલ દેખાવો ખાસ દેખાડવાની પારસી કોમનાં ભલા કાજે હું અપીલ કરૂં છું. આપણે આશા રાખીશું કે ખાનદેશ જીલ્લાની એક નિશાળમાં જેમ વાયરલેસ યંત્રની ગોઠવણી કીધી છે, તેમ આપણી મુંબઈ પ્રાંતની સર્વ શાળાઓ પણ આમ સાયનટીફીક જ્ઞાન આપવા બહાર પડશે. આમીન!



# જોઈએ છે—પ્રાથમીક કેળવણી.

## કેળવણીનો પ્રકાશ ઘણો અંધકાર મીટાવી નાંખશે.

ઉંચમા ઉંચ, અને શ્રેષ્ઠમાં શ્રેષ્ટ દાન, "જ્ઞાન દાન" છે. એ કોઇથી ના પાડી શકાય નહીં. આપણે જેમ સ્વરાજ જન્મસીધ્ધ હક્ક લેખીએ છીએ; તેમ "કેળવણી"ને ઉત્તમ, ભાતભાતની રાજદ્વારી, સામાજીક, સંસારી અને દુન્યવી સર્વ કારોબારમાં, ઉંચ જગા મલવીજ ઘટે છે. દેશનાં અસરકારક બંધારણ માટે; જેટલી પોલીસ અને લશ્કરની જરૂર છે તે કરતાં બમણી જરૂર હાલ આપણને પ્રજાની કેળવણી માટે, ખાસ કરી, **પ્રાથમીક કેળવણી** માટે છે.

સંગીન પ્રજા કેળવણીથી દેશના ઉદ્યોગો અને વેપાર ધંધાઓ ઉંચ પાયાપર ખીલવા માંડે છે. જ્યાં લગી, તેત્રીશ કરોડની પ્રજાને સંગીન દેશ-બરની કેળવણી આપી, ઉંચ શ્રેષ્ટ ચારીત્રય અને ડીસીપલીન ખીલવશો નહીં ત્યાં લગી, રાજદ્વારી, ઉંચ જન્મસીધ્ધ હકો મળવા બાદ પણ, આપણે બરા-બર રાખી, તેમજ સાચવી શકીશું નહીં; માટે આપણા મહાન નામાંકીત દેશનેતાઓએ, આ કેળવણીનો સવાલ પહેલે હાથ ધરી કાંઇ વહેવારૂ ખરડો ઘડી કાઢવો જોઇએ. **દેશમાં હજારો પ્રકારની અંધાધુંધી, મારફાડ, મવાલીપણું, બદમાશી, ધાડો, હડતાલો અને ધોળે દીવસે લુંટ-ફાટો; આ સર્વ, અજ્ઞાનતા અને જાનવર પેઠે ઇનશાન જાતને, આપણા પાપી સ્વાર્થ માટે અજ્ઞાની છાંડી રાખવાનેજ આભારી છે.**

જ્યાં લગી આપણી ગરીબ પ્રજા, સંગીન સર્વ પ્રકારની સાદી પણ કેળવણી લેવા નશીબવાન થશે નહીં, ત્યાં લગી આમજ કરોડો અબજો રૂપ્યા, લશ્કર અને પોલીસ પાછળ ખરચાયા સીવાય રહેનાર નથી. આપણે જમાનેબર, આપણાજ પગો પર રાજદ્વારી બાબદ માફક, કેળવણીના ઉંચ વીષયમાં પણ ઉભા રહેવું ઘટે છે. સર્વ બાબદો સરકાર પરજ નાખી અદબ વાળી બેસી રહેવું નજ જોઇએ. **સ્વરાજ્યનું પહેલું પગથીયું પ્રજાકે-ળવણી** છે. જ્યારે આપણે સંગીન કેળવણીથી એક બીજાને પીછાણતા શીખીશું, ત્યારે આપોઆપ આપણામાં ભાઈબંધીનો, 'ડીસીપ્લીન'નો અને

ઉંચ ચારીત્રનો જુસ્સો અને લાગણી ખીલવા માંડશે, એમાં તો જરાએ ખોટું નથીજ.

સરકાર તેમજ પ્રજા, કેળવણી જેવા ઉત્તમ વિષય વેળા પુકાર કરે છે કે, "બાવા, પઇસા લાવવા કયાંથી?" આજ ગરીબ પ્રજા જાતે તેમજ ગજવે સાવ મોહતાજ અને કંગાળ હોવા છતાં, તે જાણે છે કે, આજ રોટલી કમાવવા માટે, હાય અફસોસ સાથ જમાનો પસાર થાય છે. છતાં સાવ અજ્ઞાનતા, અભણતા અને કેળવણીનાં રૂડાં ફળ વીના, તે અઠવાડયામાં ત્રણથી ચાર વાર હજારો કરજોના બોજા સાથ રેસકોરસ, દારૂ, આંકફરક, સીનેમા, નાટક અને છેલ્લે અનીતીથી ખરાબ જીંદગી ગુજારી તે મારગે સદાનો લાગી જાય છે. ઉપરાં સર્વ દુન્યાઇ દોઝખોમાં દર અઠવાડગે લાખો હજારો રૂપ્યાના ધુમાડા સાથ, આપણી કરોડોની ગરીબ પ્રજા આલમ સદા બાલેબાલ, કરજ-દાર, હાડપીંજર જેવાં શરીરે, અને જાનવરી ભેજા સાથ ફરતાં આપણે ખુલ્લાં જોઇએ છીએ. આપણા સ્વાર્થી ખવાસને લીધેજ, આ તેઓની હાલની હાલત આપણેજ ઉભી કરી છે.

જ્યાં લગી આપણે ખુલ્લાં મગજે ને ઉદાર દીલે કોઇ પણ ઇનશાનને એક ઇનશાન તરીકે લેખીશું નહીં; ત્યાં લગી નામનો કેળવણી વીભાગમાં સુચવવામાં આવતા ફેરફારો કોડી વીનાની કીંમતનાજ સમજવા. આમ છે. એટલે દેશી દારૂનાં પીઠાંઓ એકદમ મોલો આગળથી ખસેડી નાંખો, રેસકોર્સ ગરીબવર્ગ માટે તુરત બંધ કરાવો. જુગાર, આંકફરકને મજબુત હાથે કાયદાની કલમે દબાવો. નાટક, સીનેમા, જે હાલ ગરીબવર્ગને ફકત ફાંસકોટી. અને અમર્યાદીત પીકચરો અને પોસ્ટરો મુકી ગરીબ પ્રજાને લુટી રહી છે, તેવી ફીલમો બંધ કરાવો. એટલુંજ નહીં પણ જેપાનીસ, અમેરીકન, જરમન અને બીજી વીદેશી પ્રજાઓની સર્વ નાની મોટી તમામ આયાતો પર ભારે કર નાખો; અને આમ કરી દેશને પોતાનાજ હાથે સુધારી **ખબરદાર, હુશીયાર, ચાલાક બનાવી, ગરીબ પ્રજાની સુખાકારીમાં, આમ જાતી બળે વધારો કરી, પ્રજા આલમને શરીરે અને મગજે ઉંચ કેળવણીનો લાડવો ચખાડવા, ફકત પ્રભુનો ડર દીલમાં રાખી, ગરીબ ઇનશાનને પણ ઇનશાન તરીકે પીછાણતા શીખો. આમીન!**

# ચારિત્રય, (Character.)

હે દુન્યાઈ બીરાદરો, જો આ ધરતીપર તમોને આગલ વધવું હોય તો, પહેલી ચીજ તમોએ ત્હમારા ચારિત્રય ઉપર ખાસ ધ્યાન આપવું ઘટારત છે. ઉંચ ચારિત્રય એજ ત્હમારો દુન્યાઇ ખઝાનો છે. આ, એક જગજાહેર અને જાણીતી બીના છે કે દરેક માનવી પોતપોતાના ચારિત્રયનો રાજા છે. આપણને ધ્યાન રાખવું જોઇએ કે, આપણામાં સારા સદગુણો ખીલવવા અત્યંત મહેનત તેમજ વખતનો ભોગ આપવો પડે છે. કારણ કે સદ ચારિત્રયો કંઈ ઝડપમાં બની શકતા નથી; તે આપણી પાસથી ધીરજ, સબુરી અને આપભરોસો માંગે છે. આપણામાં ઉંચ ચારિત્રય વધારવાની તેમજ ખીલવવાની અત્યંત બેહદ જરૂર છે. એક માનવીને પોતાને ઉંચે ટોંચે પુગવા માટે જેટલી બીજી જરૂરજોગી સત્તાઓની જરૂર છે, તે બધી સત્તા કરતાં ઉંચ ચારિત્રયની સત્તા હઝારઘણી ઉંચ અને ચઢીયાતી છે. મહાન બળવાન બાપે આપણને ખરાં ખોટાનો ટોલ કરવા જ્ઞાન શકિત બક્ષેલી છે, પણ માનવીને પોતાને આગલ પડવા માટે સદ ચારિત્રય બનાવવા પડે છે. આપણી જ્ઞાનશકિત તે એક દુકાન છે, જ્યાં ચારિત્રય નફો ધારણ કરે છે. જેમ મોટો ગંજાવર નફો થોડે ટકે જલદી વેચાણથી થાય છે, તેમ ઉંચ ચારિત્રય પણ નાહના નાહના પ્રમાણીક કીંમતી કામો અને આપબળથી થાય છે. આપણી જ્ઞાનશકિત એક બાગ સમાન છે, જ્યાં સારા ઉંચ ચારિત્રયો, મેવો, ફળ. ફળાદી ધારણ કરે છે. મગજશકિત ખાલી એક કોરાં સફેદ કાગજ મીસાલ છે. જ્યાં તે ઉપર થયલું લખાણ દુન્યાઈ સારા ચારિત્રયો જાહેર કરે છે. હે માનવી, ત્હારા દરેક દુન્યાદારીના નાહના મોટાં કામો સાથ મેળવી, આ ધરતીપર તું એક સદ ચારિત્રયના પડછાયા સામા માનવી ઉપર રોશની મીસાલ નાખે છે. આ ધરતીપર ગમે એવા અબજોના જર ઝવેરાત તેમજ સુનાંરૂપાના દર દાગીના કરતાં ઉંચ ચારિત્રયો ને નાદર માલ બનાવનાર, આ ધરતીપર ગોયા પોતાના ચારિત્રયનો એક ઉમદામાં ઉમદી કારીગરી પોતા પાછલ મુકી જાય છે. કદીબી ત્હમારાં ચારિત્રયો પર બળવાન રહી લોક નજરમાં ખાનદાની સત્તા સ્થાપતા નહી. તમો ત્હમારા ચારિત્રયોપર પુર લક્ષ આપો અને

લોક પોતાની મેળે ખાનદાની ઇજ્જત તરફ નેગાહ પહોંચાડશે. તમારાં ધખારાં મોટે ભાગે હંમેશ તમુને ખોટે રસ્તે દોરવી લઇ જશે. જાતી મહેનત અને આપબળથી તમો તહમારા ચારિત્રયથી લોક નજરમાં ઉંચ પદવી મેલવવા પામશો. સદ ચારિત્રયથી કીધેલા ભલા અને નેક કામો કર્મો તહમારી ઇજ્જત આબરૂમાં વધુ અને વધુ જ્યાદા ઉમેરો થશે. એક માનવી ગમે એવુ બાહોશ ભેજુ ધરાવતો હોય. ગમે એવો જાગીરદાર હોય. યા, જગ જાણીતો હોય; પણ જો તેનામાં ઉંચ ચારિત્રયની ખોટ હોય. તો તે માનવીની જગા એક લુચ્ચાં નીચ આદમીની સાથેજ થાય છે. આય ધરતીપરથી એક પુરૂષ કનેથી તેણે મેળવેલી દોલત. માન. મરતબા સઘળું ખેંચી લેઓ. અને પછી તે માનવીની હાલતમાં જોવો કે, તે કેવો હોય છે. ઉંચ સદ ચારિત્ર. તેજ ખરી ઇજ્જત છે. જે માનવીને એક મહાન માનવી તરીકે ઉભારે છે; પછી ભલે તે સત્તાધારી પુરૂપ હોય. યા. એક ઝાડુ કાઢનાર માનવી.

# ટેકનીકલ સ્કુલ અને મુંબઈની કોરપોરેશન.

થોડા વખતની વાત પર, મુંબઇ નગરીના લોક ભલાઅરથે, અગમ બુધ્ધીશાળી ભલા દીલસોઝ ગવરનર સાહેબે, મીલ એસોશીએશનની સભામાં, એક નાદર ટેકનીકલ સ્કુલ માટે નમ્રતાપુર્વક અપીલ કીધી હતી. આ એક અતિશય ઉપ્યોગી ને ઉદ્યોગી સંસ્થા છે; જે ઉપર દરેક કોમના લખેશ્રી તેમજ ઉંચ શીખેલા ભણેલા ભાઇઓએ સાથ મલી આ નામદાર ભલા હાકેમનાજ મુબારક હાથેજ શુભ પાયો નંખાવી દેવો ઘટે છે, જેથી એ અતીશય ઉદ્યોગી અને દેશઉપયોગી બાબત ખોરંબે પડી રહે નહી. કમનસીબે આપણા દેશીઓની એક નહી માફ થાય તેવી ખાસયત જન્મ થઈ રહી છે, તે એ કે આવા એક ઉપ્યોગી જેવા વિષયો પર ત્યાંજ હંમેશનું ઠંડુ પાણી નાંખી, નીરાંતે બેસી રહે છે. દેશ ભલા કાર્ય માટે આપણા બહુ લખેશ્રી સાહેબો જરાએ ઉજમ પકડી તેવી બાબતમાં રસ લેતા નથી. જો વળી દૈવયોગે તેવા કાર્યો હાથ ધરે છે તો નવાબી શાહુકારો મીસાલ ઘણે લાંબે વખતે તેવી યોજના થોડી રકમમાં પાર પાડી આપે છે. હાલ દરેક કોમનાં ચોકસ બીન કેળવાયલા, તેમજ અરધ કેળવણી સંપાદન કીધેલા દેશી ભાઇઓ માટે ભારત દેશના ભવિષ્યના ઉદય અરથે, આવી ટેકનીકલ સ્કુલો ગામેગામ ને ઠામે ઠામ કઢાડવાની હું હાલનાં રોજી રોજગારનાં અતીશય સંકટ વખતે ખાસ જરૂર જોવું છું. જેને પોતાના દેશની દાઝ હોય, જે મોંહદેથી બીજાઓ પાસ કારય કરાવવા બદલ, પોતેજ ઉજમથી આવી બાબદો હાથ ધરે; ને જો દરેક દેશાભીમાની અને કોમાભીમાની હીંદ માતાનો ખરો સાચ્ચો સેવક, વગર ઢીલે દેશભલા માટે, યોગ્ય લાખો રૂપીઆ આવા કારયો માટે જો એકકે તડાકે કઢાડી આપે તો પછી કદી હીંદ માતાને પરાધીનતા, દરેક નાનીમાં નાની ઘેર ઉપ્યોગી જરૂરી ચીજ માટે કદી પણ બેસી રહેવું પડે? પણ આજે એ સમજે છે કોણ? આવા એક ઉદ્યોગી ખાતામાં કોમનાં સરવ બેટાઓ ન્યાત જાતના જરાએ મનમાં કડવાસ આણ્યા વગર, દરેક પોતાનાં ભેજા અનુસાર ચીજો જાતે બનાવી, પોતાના પેટનો ખાડો પુરવા સાથ, ભારત માતાને ચરણે દેશ સેવા કરવાનું મોહટું પુણ્યવંતુ કામ

કાંધેલું લેખાશે. આવા કારયો માટે લખાણો લખી, કે, શુભાખીત ભાશણો આપી પોતાની ખોટી કીરતીનાં તાબડા ફોડાવવાનો સમય નથી; પણ જાતે કરી દેખાડવાનો વીસમી સદીનો સાયનસનો જમાનો ચાલે છે, એ આપણે ભુલવું ન જોઇએ. જેમ જેમ આપણ આળસુ થઇ બેસી રહેશું; તેમ તેમ વધુ દબાણ સહીત, બીજા દેશ દેશોની વેપારી ગોલામી સાંકળોમાં, આપણજ લપેટાતાં જશું; માટે એ ઉપર હજી વિચાર લાવો, ને સરવ જણ સહાય ભુતીમાં કારય કરવા બાહર પડો, એમાંજ હીંદનો ઉદય છે. ભારતભુમી કેટલીક બાબદમાં તદનજ દળદર પુરવાર થઇ છે. તેનું મોટું કારણ જોશો તો, જણાશે કે, આપણા હીંદ માતાનાં લખેશ્રી માલેતુજાર પુરૂષો, પૈસાને ચુસી ચુસી ઉચાંજ રાખે છે; અને દેશ ભલાઅરથે, તેઓ આગળ જ્યારે પૈસાની વાત આવે છે ત્યારે, સાફ ના પાડે છે; કે "અમારી પાસે, બાપા, પૈસા નથી." આ એક હીંદ દેશને મોટામાં મોટું કાલું લાછન છે. હીંદ માતાનો દરેક લખેશ્રી બેટા. જો સાદી સમજશકિત દોડાવી, આવા ઉપ્યોગી, ઉદ્યોગી ખેતરો પાછળ, ન્યાત જાતના તફાવત વિના, યોગ્ય જોઇતો પૈસો કહાડી આપે, તો હીંદ માતાની જે હાલ કંગાલ પરાધીન સ્થીતિ છે; તે કદી રહેવા પામે નહી. આ તકે હું મુંબઇની કારપોરેશનને એ બાબત જાતે ઉપાડી લેવા જાહેર અપીલ કરૂં છું. તેઓ નજીવી બચ્ચાસહીત બાબદોના કુથલા લઇ નાહકના વરસો ગબડાવે છે તેના કરતાં આવા ઉદ્યોગી ખેતરો માટે સાફ મનથી ને સ્વચ્છ હૃદયથી એક વિચાર સાથ, આવા એક બહુ ઉપ્યોગી સંસ્થાન માટે યોગ્ય પૈસો દેશ ભલા ખાતર કહાડી આપે; તો ખચ્ચીત મુંબઇ નગરીનો ગોયા દીવસ ફેરવાઈ જવા પામે. એશોસીએટેડ પ્રેસે થોડા મહીનાની વાતપર આપણને આ પ્રમાણે ખબર પહોંચાડી હતી જે ઉપર સર્વ વાંચનારનું ખાસ ધ્યાન ખેંચું છું, કે તેઓ પણ તેઓનાં પગલે ચાલી પુણ્યવંતુ કારય આરંભવા ભાગ્યશાળી બને. Technical School for Girls. A Madras Municipal Proposal. Madras Nov. 3. It is understood that the Corporation of Madras,

will shortly open a technical school in which girls will be trained in subjects such as, dress-making, knitting, embroidery and lace-making, knitting crochet work and card-board work (Associated Press). કેમ કાંઈ ધ્યાનમાં ઉતર્યું કે! ત્યારે કાંઇ નહી, આપણી મુંબઇ નગરીની મ્યુનીસીપલ કોરપોરેશન તેનાં શુભ પગલે ચાલી, એવુંજ એક દરેક કોમની બેટીઓ માટે, આવું એક નાદર સંસ્થાન આ નગરીમાં ઉભું કરે? આપણે પુર હજી પણ આશા રાખીશું કે જે માયાકુલ શબ્દો ભલા દીલસોઝ હાકેમે પુરષો માટે એક નાદર ટેકનીકલ સ્કુલ કહાડવા નમ્ર જાહેર અરજ કીધી છે, તે ઉપર સર્વ હીંદ માતાના સાચા સપુત્રો, વિચાર આણી, આપણી મ્યુનીસીપાલ કોરપોરેશનને એક મોટા પાયાપર કહાડવા, જાતી અપીલ કરવા જરૂરજ બહાર પડશે. આ મુજબ સરવ કોમની બેટીઓ માટે પણ આવી એક નાદર ટેકનીકલ સ્કુલ ઉભી કરવી ઘટે છે. જે ખચ્ચીત તેઓનાં સમાજીવનમાં અજબ રૂડો ફેરફાર કરી નાંખશે. આશા છે કે—મારા નમ્ર આગ્રહપુરવક શબ્દોને ભરૂચી નવાબ મીસાલે બોરંબે નહી રાખતાં, ચંન્દ રૂઝમાં તેવી સ્કુલોનો શુભ પાયો નાંખવાનું આપણ સમજીશું. આવી સ્કુલો મહાત્માજીનાં ઘણાં જાણીતા સીધ્ધાંતોને કુદરતી જોર આપવા સાથ, સફળ કરી શકાશે. પ્રભુ હીંદ માતાનાં સર્વ બેટાઓને, તેમજ બેટીઓને રૂડી ઉદ્યોગી બુધ્ધી જમાના અનુસાર આપો. આ બાબદની, કોઇ બુંધી કોરપોરેટર તેવી મીટીંગ વેળા યોગ્ય નોંધ, નહી લેવા દે વારૂં?

# બેકારી અને પારસીઓ.

---

પારસી જેવી શીખેલી, ભણેલી કોમમાં બેકારીના બાહુએ, અજબ દુ:ખદાયક ઘર કીધું છે. આજ, પારસી ગ્રેડ્યુએટસો, નજીવા સાધણ, અને, નાનકડું કુટુંબી ગુજરાન, એક મરદ બચ્ચા તરીકે કરવા બદલ, હાય અફસોસમાં દીનો, ને, વરસો ગબડાવતાં જોવામાં આવે છે. રૂપ્યાની કોઠળી કાહડયા વિનાં, મોહનેથી "કા=કા" કરવામાં, તેમજ સહી, કાગજો, તાકાનાં તાકા લખવામાં કદી ફાયદો પારસી કોમનાં જવાન ભણેલા વર્ગમાં થવાનો નથી. આજનાં આપણાં ભણેલાં ગ્રેડ્યુએટ મજુરો; મદરાસી, એન્ડે ગુન્ડું સાહેબો જેઓ ટપકા જેટલી લાંબી યુનીવરસીટીની, તેમજ, વેપારી કેળવણીની, ડીગ્રીઓ ધરાવે છે; અને આપણાં બાપડા પારસી ગ્રેડ્યુએટસો કરતાં, ચાર ચાશની દરેક બાબદમાં ચઢી જાય છે; અને જેઓને પહેલે, દરેક વેપારી મથકોમાં, માન સહી સસ્તા પગારમાં રોજીએ રાખવામાં આવે છે; ત્યાં આપણો પારસી જવાન વર્ગ રોટી વીનાં રહી જાય, તેમાં નવાઇ શું! ત્યારે કેળવણીનાં સંચામાં કયાં અને કેમ પૈસા રેડવાનુ છે તે પારસી જેવી શીખેલી કોમે, ફકત મોંહનેથી ફડાકા મારી. બેસી રહેવું નજ જોઇયે. દરેકે દરેક પારસી ભાઇએ હવે પોતાની જાતિ લાગવગ આધારે તેમજ પોતાનું ચંચળ ભેજાંબળનો ઉપ્યોગ કરી; મોટી યોગ્ય જોઇતી રૂપ્યાની રકમ ટેકનીકલ કેળવણી માટે ભેગી કરી આપવી જોઇએ. તેમાંજ હમદીનપણું હું જોવું છું. બાકી મોંહનેથી ખાલી સલામ સાહેબજીની ભાઇબંધી શા ખપની? પારસી કોમે, કરોડો રૂપ્યાથી, જંગી ઇસ્પીટાલો ઉભા કીધી છે. પારસી કોમે મધ્યમ વર્ગ માટે સસ્તાં ભાડાંની ચહેલીઓ, રાજવંસી કાલ્લાઓ માફક ઉભી કરી છે; તેમજ સસ્તી ચોખાદાળની દુકાનો પણ ગરીબ વર્ગ માટે ઉઘાડી આપી છે. ચોખી નિંતરી હવા લેવા લખો રૂપ્યા ખરચી. જુદદે જુદદે ઠેકાણે સગવડતાં ભર્યાં સેનેટોરીયમો ખોલી આપ્યા છે. તેજ મિસાલ સસ્તા દવાખાનાંઓ, સુવાવડખાનાંઓ, ભોણાઓ સર્વ બાંધી આપ્યું છે; જે ઇકેનોમીક નજરે જોતાં, આએ ધરતીપર બહેશત. પારસી કોમ માટે બાંધી આપ્યું છે; છતાંએ, કોમમાં દળીદ્રતા એ કેમ મનાય, ને કેમ ચાલે! આપણો શીખેલો ભણેલો જવાન વર્ગ, હાય સોસારાનો જીગરમાં છાપ લઇ સદા સ્વતંત્ર રોટી

માટે, ઓફીસે ઓફીસ ને, બંગલે બંગલે ફર્યા કરે એ, કેવું શરમીંદગી ભરેલું! આજ આપણા કહેવાતા ગ્રેડ્યુએટો, ફક્ત, પંદર વિસ રૂપ્યા, સ્વતંત્રપણે ભાડાનાં ભરી શકતા નથી, એ કેવી ઉંચ કેળવણી માટેની નાલેશી? જ્યાં લગી આપણો જવાન વર્ગ, પછી ભણેલો હોય, કે, ધોબીનો પથ્થર હોય પણ, જ્યાં લગી તે મુંબઇનું બારૂં છોડી જરા રતી પણ મુસાફરી કરી, દુન્યાઇ ખ્યાલ લેશે નહીં, ત્યાં લગી, કદી પણ જવાન પારસી સાહેબોનો દીન ઉગનાંર નથી; એ આજ કોણુથી અંજાણ છે; ભલા! પારસી સ્કુલનાં પારસી સાહેબોએ જાતે આ બાબત હવે ઉંચકી લેવીજ જોઇએ. પારસી પ્રીન્સીપલોએ, "ડાઇરેકટ–મેથેડ"ની સીસતમે જાતિ, શાગ્યોને દુન્યાનાં દરેક વેપારી બજારો, ને, મથકો દેખાડી દુન્યાદારીનું વ્હેવારૂં જ્ઞાન, સંપાદન કરાવવું જોઇયે. ખરૂં ની! સાથે સાથ. નાનપણથી તેઓને કાંઇ વેપારી, તેમજ, ઘર સંબંધી જ્ઞાન, ખાસ તેવા કલાસ મારફત અપાવું જોઇયે; જેથી તેઓ ધોબીનાં પથ્થર હોવા છતાં, જાતિ બળે સ્વતંત્રપણે પોતાની, તેમજ કુટુંબી રોટલી પેદા કરવા ભાગ્યશાળી બને. આ વેપારી ઉદયોગી જમાનામાં, ગમે એવું ફક્ત ઉંચ ભેજું કામ આવનાર નથીજ; એ ઠીક ગોખી રાખવું. જાતિ બળ વિનાં કદી જવાન વર્ગ હવે પછી, આય મદરાસી, મેંગલોરી હરીફાઇમાં, રોટી મેળવવા ભાગ્યશાળી બનશે નહીંજ. પારસી કોમમાં ફક્ત બાવા આદમની ઉંચ યુનીવરસીટીઓ, યા, વેલાત મીસાલ "ઇટન–હેરો" સ્કુલો, કદીપણ આપણાં જવાન વર્ગને રોટી પેદા કરતાં શીખવશે નહીં. પહેલે રોટલીનો બંદોબસ્ત કરો; નહીં તો ફોકટનાં ભિક્ષુક પ્રોફેસરો, ભવિષ્યમાં, હાલનાં એન્ડું–ગુન્ડુ મદરાસી–મેંગલોરી હમાલોની જગા નહીં લે; ને આપણો મગરૂર જવાન વર્ગ તેઓની જગા નહીં રાખે, તેની ઠીક, પહેલે નોંધ લેજો. દાદાર અહુરમઝદ, પારસી કોમને જેમ બને તેમ જલદી **"ધી પારસી પીટીટ ટેકનીકલ સ્કુલ"** કહાડવાની નેક બુધ્ધી આપે, એવા દુવા સાથ મારી કમનસીબ બાબદ પર પરદો નાખું છું.

---

# સંસાર સુધારક.

દરેક માનવી "**સંસાર સુધારક**" હોવો જોઇએ અને તેણે બનતી કોશીશોથી પોતાની કોમની ઇજ્જત હૈડે ધરી હમેશાં આગેવાની ભાગ ભજવવો જોઇએ. સૌથી પહેલે, તે એક "**આપ સુધારક**" ખચ્ચીત હોવો જોઇએ. અને **પોતાને દરેક રીતે બરાબર સુધારી પછીજ પોતાની કોમના સુધારા માટે બહાર પડવું યોગ્ય લેખાશે.** એ ખુબ ધ્યાન પુગાડવા જોગ બાબદ છે. "કાજીજી કહેને વાલે, ઔર કરનેવાલે નહી." તે નિયમ પ્રમાણે એક સંસાર સુધારક કદી પણ હોવો જોઇએ નહી. તેનામાં ધીરજ અને સબુરી હોવીજ જોઇએ; કારણ કે દરેક માનવીને પોતાની તરફ ખેંચવા સબુરી અને શાંતીથી કામ આટોપવું પડશે. સોસાયટી ઘણા બીરાદરોની બનેલી હોય છે; અને દરેક બીરાદર કંઈ પણ હાથ ધરેલી બાબદને વધુ મજબુતી આપવા પોતાની તરફથી કાંઈ જ્ઞાનનો પ્રકાશ તે બાબદપર ફેંકી પોતાની પક્ષને વધુ જોશ અને ઉલટ આપે છે. તેથી, હે પ્રીય બીરાદરો, કદી પણ કોઇ પણ માનવીને ધીકારતા ના, કારણ કે તે ગરીબ છે; તેમજ બીજાને એકદમ ઉતારી ના પાડતા, કારણ કે તે દોલતવાન થવાને નસીબવાન બન્યો છે; સોસાયટી, સામેલપણા વગર બની શકતી નથી. તેમજ ઉપલા એક બીજા વગર સોસાયટીની નેમ કદાબી બર આવી શકતી નથી. આજની આપણી ભાઇબંધીની કોતાહીને લીધે, **મહાન સંસાર સુધારક**, બીજો કોમ ઉપયોગી **બહેરામજી મલબારી**, તેમજ બીજો પારસી લાગણી હૈડે ધરાવનાર જ્ઞાની **મનસુખ**, કોમે હજુર બહાર પાડયો નથી, એ અત્યંત દલગીરીની બીના થઇ પડી છે.

---

# આશાભંગમાં ધીરજનું કીરણ.

---

પ્રીય બંધુઓ, જો તમો મગજે કંટાળી ગયા હોય, અને દુન્યા ત્યાગ કરવા જેવું મન થયું હોય, તોપણ, હીંમત નહિ હારતા, ખુશાલ રહો, દુન્યામાં જીવો; કારણ, ખુદા છે હજી પણ તહમારા લેખમાં ખુશાલીના કીરણો પ્રકાશવાના રહયાં હશે, જે કીરણો, તમે બીજાઓપર નાંખી પાછું સઘળે આનંદ અને ખુશાલી ફેલાવશો. જો બીજાંના વાંકોથી તમુંને અત્યંત હાડમારી ખમવી પડી હોય, તો કદી પણ નારાજ ના થતા, ગઇગુજરી ભુલી જઇ, ભવીષ્યમાં હંમેશાં ચેતેલા રહેજો. જો તમો ગરીબાઇમાં દીવસો કહાડતા હોવ; અને હંમેશ નીરાશાથી દીવસો ગબડતા હોવ, તો પણ આનંદી, ખુશાલ, હશમુખો ચહેરો ધારણ કરજો; કારણ કે, રૂતુ મીસાલ એ તહમારી ગરીબાઇની રૂતુ, પણ ચાલી જશે, અને સુખીસુખ્યારી રૂતુ, કુદરતના નીયમ પ્રમાણે, જરૂરજ બેસશે. જો તહમોને હાથે કરી કોઇએ દગો દીધો હોય, તો ખુદાપર ભરોસો રાખી આનંદથી ફરજો, કારણ કે, ખુદાનો ખોફ યા કેહેર, જરૂરજ તે માનવી પર ઉતરશે. જો તમે કોઇ સાથે બુરાઇ કીધી હોય તો, ભલે, પણ તેને જરૂરજ ભલાઇથી બદલો વાળી આપજો. જો ખુદાની બક્ષેશથી તમે દોલતવાન બન્યા હોવ, તો ઘણું જીવો અને ખુદાયે આપેલું ધનદોલત સમાર્ગેજ વાપડજો. જો કોઇએ તહમારાં ચારીત્ર્યપર હુમલો કીધો હોય, તો હીંમત ન છોડતાં, તેને ખોટો પાડવા જીવો; અને વખતસર ચેત્યાથી, તમે, તહમારા ચારીત્ર્યમાં અજબ ફેરફાર કરી શકશો. લયકીન, કોઇએ વાજબી કડવાં બાન છોડયાં હોય, તોપણ જીવો અને ભવીષ્યમાં તેમ ન બને, તેથી તહમારા લક્ષણો હજુર પણ સુધારજો. જો તમે એક મહાન નર હોવા, નસીબવાન નીવડયા હોવ, અને લોકમાન મરતબામાંથી પસાર થતા હોવ તો, ઘણું જીવો, કારણ કે તમે તહમારા ભલાઇનાં કામોના વાજબી મીઠાં ફળ ચાખો છો. જો તમો તહમારા જ્ઞાન પ્રમાણે, દુન્યામાં આગલ નહિ પડયા હોવ તો, પણ જીવો, અને જરાબી માનના ખ્યાલ વગર, તેમજ, સાદાઇથી રહી, દીવસો પસાર કરજો. જો તમો એક આળસુના પાદશાહ હોવ, તેમજ, સોસાયટીમાં એક બોજા સમાન હોવ, તો પણ, જીવો ને બસ જીવો, પણ તહમારી

ચાલ સુધારી, માનસઈ લેબાશ જલદી પહેડવા, ભાગ્યશાળી થાવો. જો તમે મધમાખ મીસાલ મહેનતું અને ઉદ્યોગી હોવ તો, બીજાઓ સાથ એકત્ર થઇ, છુટથી વેપાર વણજમાં જોઇતો સુધારો કરવા માટે તમે સંદેશાં ચલાવજો. જો આ જગતમાં ત્હમારાં 'હેતના કટકા,' ઘણા હોય તો પણ ખુશાલ રહો; કારણ કે, તેઓને ત્હમારાં નેક કામોથી ધુળ ચાટતાં કરી શકશો. જો તમે માયાકુળ ને ભરોસેદાર આદમી હોવ તો જીવો, અને ત્હમારા દોસ્ત આસનાઓના રહેબર તરીકે કામ બજાવજો, જો તમો શ્યાણા અને ડાહયા હોવ તો, દુન્યાના ભલા માટે જુગજુગ જીવો, ને બસ ખુશાલ રહો. જો ત્હમારૂ નામ અમર કરવાની આશામાં હોવ તો, જીવો, અને તે મલવા તેમજ ભોગવવા કોશેશ ચાલુ રાખજો. જો તમોને ઉપલી ચીજે ફળીભુત થવા ઇચ્છા હોય તો, હમેશાં ભાઇબિંધીથી ચાલજો; તુંદાઇ અને ખોટી બહારની હુશીયારી કદી પણ દેખાડતાં ના, દરેક પુરૂષને તેને ખરતું માન આપજો; પછી ભલે. ને ત્હમારો 'હેતનો કટકો' હોય યા મીત્ર હોય. બધી બાબદમાં ખુદાપર ભરોસો ચાલુ રાખજો. કારણ કે તે, મહા બળવાન બાપ, કદી બી, આપણને સીહા વખતમાં છોડી જશે નહિજ. જો, આપણે તેની પાસથી ભલાઇમાં, ભલાઇ વધારવા, તેમજ ખરાં અંતઃકરણથી, દુન્યાના ભલા માટેજ, પ્રાર્થના કર્યે; તો, તે મહા કૃપાળુ બાપ, હંમેશ આપણી રહેબર કરશેજ, એ ખુબ ધ્યાન રાખવું. તે મહા દયાળુ ઇનશાફી રહેબર આપણને કહે છે કે, "Call upon me in thy days of trouble, and I will deliver thee."



# ધીરજ મોટું ધન છે.

:(o):

મહાન જ્ઞાની પુરૂષોપરથી જે એક ઉમદા બોધ લેવો છે તે એ કે, **"સબુરી ધરો"** દરેક માનવીએ વખતને અનુસાર માન આપવુંજ જોઇએ, વર્તમાન કાળ 'આવ'નો પુકાર કરે છે, જ્યારે ભુતકાળ આપણે 'થોભ'નો સંદેશો યાદ અપાવે છે. જો એક માણસ બાવરો ન બનતાં પોતાનો ખરો વખત આવે ત્યાં લગી થોભે, તો; તે આદમી વખત આવવે કદી પણ પોતાની ધારણામાં નીષ્ફળ જતો નથી. એમ સમજો કે, નસીબદેવી પ્રસન્ન ન થવાથી તે કામ તહમારે હાથે પાડ પડયું નહી. તો પણ હીંમત શા માટે હારવી જોઇએ? એમાં શું થઇ ગયું, તમે નહી કીધું, મેં નહી કીધું, અને કોઇ બીજો પુરૂષ તે કામ બજા લાવવામાં ખાટી ગયો; તો, જ્યાં લગી તે કામ દુન્યાના ભલા માટે કોઇનેબી હાથે પાડ પડયું, એજ એક ખુશાલીની બીના છે. તમોને એક ગ્રંથ બહાર પાડવા ફતેહ ન મલી, તેજ ગ્રંથ જ્યાં સુધી જોઇતી તહમારા મતને રૂચતો બહાર પડયો, એજ સરસ છે; બીજું તમુને શું જોઇએ?

જ્ઞાનની કીર્તી કંઇજ નહી પણ જરા પણ કીર્તીનો વીચાર લાવ્યા વગર એક દુન્યાઈ રોશનીમાં લોકભલા માટે કંઇ ચીજ પેદા કરવાની છે. જો તહમારા નસીબમાં માન મલવાનું હોય; તે માનને તમો લાયક હોવાથીજ મલશે; પણ કદી પણ તેની શોધમાં નીકળતાં કોઇને પણ જડતું નથી. જો એકદમ આપણી ધારણા સફળ થતી હોય તો આ ધરતી પર આપણે કંટાલો, ફોકટ મહેનત તેમજ તે ચીજ પેદા કરવા માટે જોઇતી ચાલુ કંટાલા ભરેલી કોશેષ અને મુશ્કેલીઓ હોયજ નહી. ટુંકમાં **"સબુરી ધરો."** અને વખત આવવે ખુદા તેનો બદલો જરૂરજ વાલી આપશે આમ, કવી **લોંન્ગફેલો** આપણને બોધદાયક રીતે સમજ આપે છે.

# વેપારી આલમનાં સાહસીક ત્રણ ભાઈઓ.

આજનાં સાહસીક જમાનામાં જ્યારે પણ કાંઈ સાહસીક ધંધાદારી વેપારી કાર્ય, દુન્યાઈ રોશનીમાં આણવાનું હોય છે; ત્યારે તે કાર્ય હંમેશ, સાહસીક ત્રણ ભાગીદારોનાં સંપથી પાર પડે છે; જેઓ એક બીજા વગર કદીપણ આગલ, પોતાનાં કાર્યમાં વધી શકતા નથી. અનુક્રમે, પહેલો ભાગીદાર તરીકે "**કેપીટલ**" યા 'થાપણ' જગા લે છે, જે તે કાર્યનાં જીવન મીસાલ ભાગ ભજવે છે. એક દુન્યાદારીનું સંસથાન ઉભુ કરવા માટે તેમજ તેવા એક, યોગ્ય બાંગદપર સાહસીક વેપારી ભેજું કસવા અર્થે, **સાહસીક વેપાર વણજનું જ્ઞાન ધરાવનારો સાહસીક ભાઈ**, જે ધંધાને આગલ વધારે છે, તે ભાઈ બીજે નંબરે જગા લે છે. તેવું એક સાહસીક વેપાર વણજનું પાકકું જ્ઞાન ધરાવનારાંઓ નહીં મલ્યા તો. ગમે એવી મોટી થાપણની કીંમત, ધૂળ સમાન થતાં વાર લાગતી નથી. એ સિદ્ધાંતનાં ટેકામાં. હાલની આપણી કેટલીક ભપકા-બંધ નામો હેઠળ; કરોડોની થાપણ સાથ, જાણે ફકત. લખો રૂપીયા ચાંઉ કરવાની નેમથી તેવી સંસ્થાનો ઉભી કીધી હોય. એવી સસ્થાનો હાલને કાજ, કમનશીબે, કાયદાની ચોકસ બારીકીના, નહીં માફ થાય તેવા, ખુશાલ છટકી, હઝારો કમનશીબ બાઈ બાવરાંઓને સરયામ રખડાવી, ખચ્ચીત, તેવા કાતીલ કાળાં સાહેબો બાઝે વેળા છટકી જાય છે. એજ એક કડવું બી હાલનાં સમયે વેપાર મંદીનું ને પૈસા સંબધી કટાકટીનું વાજબી મુળ લેખી શકાય. ત્રીજે ભાગ્યો, જેના વગર, પહેલા બે ભાગ્યાઓ પોતાનું સાહસીક કાર્ય આગલ કદી ચલાવી નહીં શકે, તે ઉપયોગી ભાગ્યો "**કામદાર વર્ગ**" છે. આ, ભાગ્યાએ જેમ થોડા વખતપર. મુંબઈમાં હોહાકાર, હડતાળ મારફતે મચાવી, તેવી રીતે જો. તે વર્ગ કમબખ્ત ગુસ્સે થયો, તો બહુ સારા ઉપયોગી કાર્યો, હમેશ માટેનાં, ભોંયે પડી જાય. આ મહાન દુન્યાઈ ઉપયોગી ભાગ્યાઓમાંથી કોણ વધુ ઉપયોગી સેવા બજાવે છે; તે ઉપર. ડુંગરોનાં ડુંગરો જેટલી કીતાબો બાહર પડી છે; છતાં, એ સવાલનો નિવેડો જ્યાં ને ત્યાં રહ્યો છે. રાજકીય અર્થ-શાસ્ત્રીઓ, સ્ટોલ્યા ફીલસુફો તેમજ વેપારી શીક્ષકો, એ સર્વ સાહેબો, સદીથી એ ઉપર મત દર્શાવતા આવ્યા છે; છતાં કોણને અનુક્રમે, ધ્યાનમાં લઈ પહેલો બીજો મુકવો. તે હજી કઈ, યોગ્ય સતાસહીત, જવાબો આપી શકયા નથી. ને આપી શકશે પણ નહી; કારણ દરેક ત્રણો, એકસરખાં દુન્યાની નજરે. એક બીજા વગર ઉભા રહી શકે નહી. આ ત્રણ જોડયા

ભાઇઓ છે; જે કુલ દુન્યા આગલ ચલાવે છે. આ બાબદ, એક આપણી ત્રણ પગવાલું ટુલ, (ઇશતાન) Three legged stool, ને મલતી આવે છે. આ ત્રણ પગવાલી "તીપઇ" નો કોઇ પણ એક પગ, ભાંગી ગીયો હોય, યા, કહાડી નાંખ્યો હોય, યા, જરા રતી પણ લુલો થયો હોય, તો કદી પણ તે ટુલ સીધું ઉભું રહી શકે નહીં, ત્યારે કુદરતી તેવા એક પગ વગર તે ટીપઇ નકામી થઈ પડે છે. થાપણદારો આમ ગુમાન લઈ જતાં હોય, કે, ગમે તે પણ અમો વગર ચાલે નહીં તો એ ગુમાન, આજનાં આગલ વધેલાં સાયન્સ-નાં જમાનામાં; તેવું ગુમાન ગુપચુપ મનમાં મુકવું પડે છે; કારણ બીજા બે હમ-શરીકો વગર તેઓની કરોડોની થાપણ ધુળ સમાન થઇ પડે છે. તેજ મીસાલ, બીજા સાહસીક ભાગ્યાનું ગુમાન બી ફોકટ છે, કારણ યોગ્ય જોડયા ભાગ્યા વગર ગમે તેવું તેનું સાહસીક ભેજું ભુખે મરી જાય. તેમજ વળી, કેટલાંક દોઢચતુર માનવીઓની ખોટી સ્વાર્થી સમજાવ-તથી, ત્રીજો કામદાર ભાગ્યો, જેણે દુન્યામાં પોતાનાં બળ ઉપર મગરૂર રહી ગુમાની તાજ પહેરી, કુલજહાંનને ગભરાવી મારી હતી; છતાં, આખરે તેપણ તેનાં બીજા બે ગોઠયાઓ વગર નકાંમો હાડમાર થઇ, રોટીનાં ટુકડા માટે રખડી રખડી કુતરાંને માર્ગે લાગી જાય, તેવી ધાસ્તી હમેશની તેનાં જીગ-રહી ગઇ છે. ત્યારે આપણે છેલ્લે એજ ચુકાદાપર આવ્યા છીએ કે આ ત્રણે ભાગ્યાઓ સાથ મલ્યા વગર દુન્યામાં કોઇપણ પ્રકારનું સાહસીક કાર્ય થઈ શકે નહી. એ ત્રણેનાં સમાગમથી ખચ્ચીત ઉમદા કાર્ય દુન્યાની રોશ-નીમાં આણી શકાય. બાકી, એકે પણ સાથે સંપથી કરવા ના પાડયું તો બીજા બે ભાગ્યાઓનો, બે પગના ટુલ જેવો અવતાર થઇ પડે છે; જે ખુદરતી ભોગ થઇ, જમીન માપવા તુરત મંડી જાય છે. હજી પણ આ ત્રણે જોડયા ભાઇઓ, ખુદાનાં હુકમથી દુન્યામાં, કમાલ કાર્ય, સંપનાં બળે કરવાને ભાગ્યશાળી થઇ શકે. આ ત્રણે ભાઇઓએ, દુન્યાનાં ભલા અર્થે, હમેશ સાથ રહેવું ઘટે છે. આ ત્રણ ભાગ્યાઓ વચ્ચે જે પુરૂપ કુસપનું કડવું બી રોપે, તેનાં જેવો દુસ્મન આ ધરતીપર બીજો કોઇજ નહી. હમેશ મુજબનો અજ-બપતી નર, એડંરૂ કારનેગીનાં વ્યાખ્યાણોની હારમાળાનો આ એક સુંદર હાર છે.

# પારસીઓને બે બોલ.



પારસી બેકારી માટે ઘણુંએ તોમ-તોમ કરવામાં આવ્યું છે, છતાં વ્યવહાર રાહે હજી કોઇએ પણ સંગીન રસ્તો બતાવ્યો નથી. બાહોશ હમદીન અર્થશાસ્ત્રી મરહુમ ભાઈ બેજનજી માદને સાફ પરખાવી દીધું કે વહેવાર સંગીન કાર્ય હાથ ધરવા બદલ, મોઢેની ફોકટની દીલસોજીના ભાષણો કોઇ કાળે પણ બેકારી ટાળશે નહીં. શાબાશ, તદન રાસ્ત વ દરૂસ્ત કહ્યું, પણ પારસી કોમ કયાં હજી સજાગૃત થઇ છે. કોમનો મોટો જવાન વર્ગ મહીનાઓ થયાં ઘેરે બળાપો કરતો બેઠો છે. તેને કયો માનવંત જરથોસ્તી શેઠયો હાથ આપી ઉંચકી લે છે? કોઈ કહેશો? દીલસોજી તો બાજુએ રહી, પણ કોમના કાંઠા સમાન લેખાતા સાહેબો આ ગરીબ જવાન વર્ગને, ભીખારીને બહારથી હાંકી કાઢે તેમ. સઉ બહારથીજ દમામમાં હાંકી કાઢે છે. વેલાત, અમેરીકા, જાપાન જેવા દેશોએ બેકારીનો કાળો ડંખ કેમ રૂઝવ્યો તે ઉપર જાતી અભ્યાસ કરી, આપણાં કાંઠા સમાન લેખાતા સાહેબોએ. ખાસ કરી **પારસી પંચાયતના સાહેબો** સાથે મળી. રસ્તે ઝાડુ કહાડવા પણ તઇયાર થઇ ગયલા કમનસીબ હમદીનો માટે યોગ્ય વહેવારૂ ઉપાય યોજવા હવે બાહેર પડવું ઘટે છે. શા માટે નાની નાના પાયાપર એક **જુવેનીલ પારસી ઇન્ડસ્ટ્રીયલ ને ટેકનીકલ સ્કુલની** સ્થાપના કરતા? તમો જે મંડળોપર લાખો રૂપ્યા ફુંકી દેવો છો; તો કાં નહી. એકજ પ્રકારનાં મંડળો એકત્ર કરવા ધ્યાન આપતા? આમ કરવાથી બીજાં યોગ્ય સંગીન કાર્યો કરવા કુદરતી આપની પાસે પૈસો ફાજલ પડે: ખરૂંની! આજે આ ઉપર વીચાર કરવાની

તેમજ વહેવારૂ રીતે કાંઇ સંગીન કાર્ય કરવાની આપણા પારસી નેતાઓને બચારાઓને ફુરસદ કયાં છે ? તેરી બેસાએ મેરી ખીચાં પાડી: યા એ કોણ મોટો આવ્યો કે હું સાહેબજી સલામ કરૂં ? આવી તારીમારીના કોરટ કુથલામાંથી પરવારે તો કાંઇ કોમસેવા કરવાનું બનેની, ભલા ! સારા ઓહ્દા ભોગવતા દીલસોઝ હમદીન ભાઇઓએ પોતાની કોમના ગરીબ જવાન્યાઓ માટે જગાઓ ઉભી કરી, પોતાનુ કોમી ખરૂ જરથોસ્તી ઉમદા જીગર દેખાડી, એક રીતે બહુ બોલનારા ને ઢોંગી દીલબાજી દેખાડનારા કહેવાતા નેતાઓને સાબુત પાઠ શીખવવો જોઇએ અને બેકાર હમદીનોને સભાળી લેવા જોઇએ. આશા છે કે હમદીન સાહેબો ફુલ નહી તો ફુલની પાંખડી માફક, ભલાઇનો હબેરો લેવા ચુકશો નહી. પારસી પત્રકારો અને પ્રીન્સીપલો ઘરનાં ઘેલાં, અને, બાહર ડાહ્યા થવાનું છોડે, તો કાંઈ પારસી જવાન્યાઓનો રોટી માટે દહાડો ફરે. ખરૂની! કાં નહી જાતિ દેખરેખ હેઠળ, શ્રીમત જરથોસ્તીઓ, પરકોમી ભાઇઓ માફક. દાદર, ભાયખલા, પરેલ, તારદેવ જેવી કોલોનીમાં ઘરઘટું ચીજોની દુકાનો ખોલાવી આપતાં હશે! શ્રી દાદાર અહુરમઝદ, પારસી કોમને, સખાવત ઘરનાં ઉંબરપરથી શરૂ થાય, એ કહેતી પર ચાલવા, નેક બુધ્ધી પહુલે આપે. આમીન!

